

# હિંમતે મર્દા

"જયભિખ્ખુ"

શિવ




જયભિખ્ખુ

પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો : અમદાવાદ.

કીંમત : દોઢ રૂપિયો

સંવત : ૨૦૦૪

શ્રી શારદા મુદ્રણાલય
પાનકોર નાકા
અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
કોપીરાઈટ સંગ્રહ ૨૬૭૬૮

કિં : ૧-૮-૦

પ્રથમ આવૃત્તિ : સંવત ૨૦૦૪

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ.

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
શ્રી શારદા મુદ્રણાલય
પાનકોર નાકા, અમદાવાદ.

## તમને સહુ બચ્ચાંઓને

| | |
|---|---|
| કળાબાજ | કુમારને ! |
| સાલસ સ્વભાવી | નીરુને |
| અટકો વીર | નીતિનને |
| પહેલવાન | ઉદયને |
| ઠાવકા | કિરીટને |
| મસ્તાન | કોકિલાને |
| મુંબઈગરા | નરેશને |
| હાથવેંતના | હર્ષદને |
| ગરવી | જયાને |

ડાહ્યા નટુને અને એના ત્રણ ભાઈઓને !

**મોટાં થઈને**

**મોટાં સપનાં સેવવા માટે ભેટ.**



શ્રી જયભિખ્ખુની કલમે આલેખાયેલાં

# 'જવાંમર્દ' સીરીઝનાં પુસ્તકો

૧ જવાંમર્દ

શૌર્ય, સાહસ ને જ્ઞાનની અપેક્ષાએ ખેડાયેલા કટોકટીભર્યા પ્રવાસોની સુંદર કથા. ૧–૪–૦

૨. એક કદમ આગે

નિર્દોષ સાહસોની વાટે દેશની આઝાદી માટેનાં રોમાંચક પરાક્રમોની સત્ય ભરપૂર કથા. ૧–૪–૦

૩. હિંમતે મર્દા

ઇતિહાસનાં પાનાં પર આલેખાયેલી બે કુમારોની સાહસગાથાઓ. ૧–૮–૦

૪. હું પોતે

જીવનના ઝંઝાવાતોમાંથી જડેલા નાના નાના બનાવોની એક સુંદર હારમાળા. છપાય છે.

૫. ઇન્સાન

માનવી અને પશુ, બે વચ્ચેના સંબંધની જંગલ–જીવનની સુંદર કથા.

૬. 'ઢ'માંથી ધુરંધર

નાનપણમાં તોફાની, અટંકચાળા, વિચિત્ર ને કંઈક નિસ્તેજ દેખાતા પણ મોટપણે નામના કાઢનાર નરવીરોના જીવન પ્રસંગો.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

# પ્રવેશક

'જવાંમર્દ' અને 'આગેકદમ' પછી એ માળાનું આ ત્રીજું પુસ્તક પ્રગટ થાય છે. દરેક પુસ્તક સર્વ તંત્ર સ્વતંત્ર છે; કેવળ જવાંમર્દાઈનો એક દોરો સહુને એક તાંતણે બાંધે છે. આ માળાનું ચોથું પુસ્તક 'હું પોતે' તૈયાર થઈ રહ્યું છે.

'હિંમતે મર્દા' એક ઈતિહાસ–કથા છે. એની પાછળ સાચો ઇતિહાસ ખડો છે. મૂળે આ માળાની કથા જીવન્ત ઘટનાઓ યા સાચી ઇતિહાસકથાઓ પરથી રચવી, એવો લેખકનો ઇરાદો છે: એટલી સ્પષ્ટતા ખાતર આને ઇતિહાસ–કથા કહું છું. બાકી તો એ ઈતિહાસ બાબતની માથાકુટમાં કુમારોએ ઊતરવાની જરૂર નથી.

શૈશવ કાળ જેવો કલ્પનારંગી સમય બીજો નથી. ઇતિહાસનાં થોડાં પાનાં વાંચ્યાં ત્યારથી આ પુસ્તકમાં આપેલાં બંને પાત્રો મારાં પ્રિય પાત્રો હતાં. એમને સાથે લઈને સ્વપ્નની રાતોમાં ને તરંગભર્યા દિવસોમાં ખૂબ ભમ્યો છું. એ પછી વનજંગલમાં આવેલા અમારા ગુરૂકુળના રખેવાળ ખાનસાહેબ શાહઝરીનજી સાથે ગાઢ મૈત્રી થઈ. મારી કલ્પનાને પાંખો મળી, એમાં સુરેખ રંગો પુરાયા.

એક પઠાણુ, એક વાણિયો. અમે બંને છાના છાના ઘણું ફરતા. અમે સાથે પ્રવાસ ખેડેલો. બે ચાર વાર ખાનગીમાં બંદૂક ફોડવાના લહાવા લીધેલા. એક વખતે નિયામકોની નજર ચુકવી ઘોર રાતે, ગાઢ જંગલમાં, જળાશયના તીરે, વાઘ–મહારાજાના દર્શને પણુ ગયેલા. જવાંમર્દના વાચકોને 'જગત'નો પરિચય નવો નથી. પેશાવર ને લંડીકોતલ સાથે ઘૂમવાનાં સ્વપ્ન પણુ સેવેલાં.

પછી જીવનમાં એક અણુધાર્યો વાવંટોળ આવ્યો, ને અમે જુદા પડયા. ન જાણે ખાનસાહેબ કયાં ગયા. તેમનો આજે પત્તો જ નથી: ને આખરે હું 'વાણિયાનો દીકરો જ' બની રહ્યો. જાણે હિતોપદેશવાળી પેલી કહેવત સહુ મને કહેવા લાગ્યાં: "**शूरोसि, कृतविद्योऽसि,............यस्मिन् कुले समुत्पन्नो, सिंहस्तत्र न हन्यते।**" ભાઈ, તારી બધી વાત સાચી: પણુ જે કુળમાં તું જન્મ્યો છે, એમાં કોઈએ વાઘ માર્યો નથી!

મેં મારી વંશાવળી શોધી. અરે, ત્રીજી પેઢી પર અમારા એક પૂર્વજ ચોર સાથે લડતાં જનોઈવઢ કપાયેલા! અરે, ત્રણુસો વર્ષ પહેલાં, જ્યારે એક જતિજીએ અમને જૈન બનાવ્યા–ત્યારે અમે રાઠોડ હતા, ને ભિન્નમાલમાં વસતા હતા. અમારાં કુળદેવી 'મહિષી ધાંખજ' રાધનપુર પાસેના એક ગામડાના કૂવા–ગોખમાં બેઠાં આજે અમને પોકારી રહ્યાં કહેવાય છે: પણુ એ તો ગઈ ગૂજરી! વર્તમાનકાળ શું છે?

નિર્માણુની વાત ભારે છે. રાજા ભોજના અવતાર શેરશાહને અકાળ મૃત્યુ લખ્યું જ હશે ને, ને મહાપ્રતાપી હેમરાજજીને પણુ અકસ્માત્ થવાનો જ હશે ને!

એમ મારે પણ આખરે વાણિયા–ડાહીમાના દીકરા બની જવું પડ્યું ! પણ આજના કુમારો સામે નિર્માણ થતી નવી દુનિયા આવી રહી છે. ઘણું ઘણું કરવાની શક્યતાઓ ને સંજોગો તેમની સામે ખડકાતા જાય છે. શું કુમારો ને કુમારિકાઓ એનો લાભ નહિ લે !

બાર વર્ષનો બાબર તુર્કસ્તાનનો રાજા બને, તેર વર્ષનો અકબર હિંદનો શાહ બને, સાઠ સાઠ ઘા સાથે રાણો સંગ જંગ ખેડે: વાણિયાનો દીકરો બાણ, બલ્લમ ને બંદૂકનો પંડિત બને:–લાખ લાખ પઠાણોની સેનાનો ઇતિહાસપ્રસિદ્ધ સેનાની બને: શું આ વાત આજે વિચારવા જેવી નથી ? વિપત્તિ–વિદ્યાલયના વિદ્યાર્થી બનનાર એ વીર કુમારોની સામે, એ જમાનાની દૃષ્ટિએ, બશેરનો ભાર બોજ ઉચકતાં થાકી જતા, તડકે ચાલતાં કરમાઈ જતાં, સ્રૈણ રમતોના ને મેળાવડાઓના શોખીન આજનાં યુવાનો ઘરડા–અકાલ વૃદ્ધ નથી લાગતા ?

આશા છે, કે આ પુસ્તક તેમની કલ્પના ને કૌવતના ચકમકને જગવવા એકાદ નાના પથરાની ગરજ સારશે, તો મારો યત્ન સફળ માનીશ.

આ કથાના બેએક હપ્તા અમારા તંત્રીપદ નીચે ચાલતા ‘વિદ્યાર્થી’ સાપ્તાહિકમાં પ્રગટ થયેલા: અને એ વખતે કુમાર–જગતે ખૂબ હોંશપૂર્વક એને વધાવેલા. આશા છે, કે આ સંપૂર્ણ કથાનું તેઓ સ્વાગત કરશે જ.

પટેલનો માઢ : માદલપુરા
એલિસબ્રીજ : અમદાવાદ

જયભિખ્ખુ

# અનુક્રમણિકા




જયભિખ્ખુ

# ૧. બાહુબળ ને બુદ્ધિબળ

જોનપુર શહેરની સહુથી મોટી નિશાળ હમણાં છૂટી હતી. ઠંડીના ટૂંકા દિવસો હતા, એટલે સમી સાંજથી અંધારું ઊતરી ચૂક્યું હતું. બધા નિશાળિયા રૂની અને ગરમ ઊનની કાનટોપીઓ દબાવતા દફ્તર બગલમાં મારી ઘર તરફ રવાના થઈ ગયા હતા. લાકડાની મોટી પાટીઓ એમની પીઠ પર કૂદતી કૂદતી જાણે પોતે પણ હવે રજા પડી, એમ જાણી આનંદ મનાવી રહી હતી.

દફ્તરી અને લશ્કરી તાલીમની આ નિશાળ બધે પંકાયેલી હતી. કવિતા, કાવ્ય કે ગણિત પણ અહીં શિખવવામાં આવતું અને તલવાર, તીર કે કટારી કેમ વાપરવી, એનું પણ શાસ્ત્રીય જ્ઞાન અહીં અપાતું. મોટા મોટા ઇલિમબાજ શિક્ષકો અહીં ભણાવતા.

એ બધાએ વખત થતાં નિશાળ બંધ કરી, પશ્મીનાની શાલોને શરીરની સાથે વધુ જોરથી વીંટાળી ઘર તરફ કૂચ કરી.

કલરવથી ભરેલા સ્થળમાં સોપો પડી ગયો. આખું સ્થાન નિર્જન બની ગયું! અને નિશાળની પરશાળના એકાંત ખૂણામાં રોજ હૂંફ લેવા આવતાં બે કૂતરાંય આવી પહોંચ્યાં. રોજની જગાવાળો ખૂણો પસંદ કરીને, થોડી જમીન ખોતરી, મુલાયમ માટીનું હુંફાળું બિછાનું તેમણે તૈયાર કર્યું. બન્ને બેસવા જાય છે, ત્યાં તો કોઈક અંદર ભરાઈ રહેલું જણાયું.

ઠંડી વરસી રહી હતી. બન્ને કૂતરાંઓએ પોતાના રોજિંદા સ્થાનને આજે બીજા કોઈએ પચાવી લીધેલું જોઈ પોતાનો વિરોધ સખત ગુસ્સા સાથે જાહેર કર્યો. બન્નેએ એક સાથે દાંતિયાં કરતાં કરતાં ઘૂરકાટ શરૂ કર્યો.

'ઘરરર........'

સામેથી પણ બરાબર તેવા જ ઘૂરઘુરાટથી તેનો જવાબ મળ્યો.

'અરે, કોઈ નફ્ટ પ્રતિસ્પર્ધી લાગે છે!" બન્ને કૂતરાં-ઓએ એક વાર એકબીજાં સામે જોઈ અભિપ્રાય દર્શાવ્યો, ને તરત જ આંખના ઈશારાથી નક્કી કરીને 'ભઉ ભઉ ભઉ'ની પ્રચંડ ગર્જના સાથે યુદ્ધનું ખુલ્લું આવાહન આપી દીધું.

'ભઉ ભઉ ભઉ!'

અરે! સામેથી પણ તેવું જ આવાહન મળ્યું, અને સામસામા પડકાર શરૂ થયા. થોડી વાર આમ ચાલ્યું, પણ એટલામાં અંદરથી કોઈનો ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો.



કૂતરાની પૂંછડી પકડી ચકર ચકર ફેરવવા માંડયું

અરે, આ તો માણુસના હસવાનો અવાજ !

અને ખડખડાટ હસવા સાથે ખૂણામાં ચંપાઈ બેઠેલા બે કુમારો બહાર નીકળી આવ્યા. પોતાનું અપમાન થયું, એમ સમજી ભોઠાં પડેલાં બન્ને કૂતરાંઓએ હુમલો કરી નાખ્યો. પણ એક કુમારે તો જેવો કૂતરો ધસતો આવ્યો કે આખો ઊંચકી લઈ દૂર ખૂણામાં પછાડયો, અને એ તો જેવો પછડાણો એવો એક વધુ ગૂંલાટ ખાઈ 'વાઉ વાઉ' કરતો નાસી છૂટયો.

બીજા કુમારે એમ ન કર્યું. એણે હિકમતથી કૂતરાની છલંગ ચુકાવી, અને ઝડપથી એની પૂંછડી પકડી લઈ ચકર ચકર ફેરવવા માંડયો. પેલો કૂતરો પૂંછડી પાસે મોં લઈ જઈ કરડવા કરે કે પેલો એકદમ એની પૂંછડી સાથે ગોળ ફરી જાય. એમ થોડીવાર થતાં થતાં તો કૂતરાંની જીભ હાથવેંત બહાર

નીકળી આવી. પૂંછડી છોડી દેતાં કૂતરું બિચારું ગલોટિયાં ખાતું ખાતું, પડતું-આખડતું નાસી ગયું.

"કેમ ફરીદ, આપણા મિત્રોનો કેવો તમાશો કર્યો ?" કંઈક ઠીંગણા, એકવડા બાંધાના, હિંદુ જેવા દેખાતા પાણીદાર કુમારે કહ્યું. એની આંખોના ચમકારા એની બુદ્ધિમત્તાનું ભાન કરાવતા હતા અને એકવડું છતાં સીસું પાયેલા જેવું નક્કર શરીર એની ઠંડી તાકાતની પ્રતીતિ કરાવતું હતું.

"હેમરાજ, જે બાળકો પોતાના ગુરુને ઠગી શકે; એને માટે આ હેવાનને ઠગવાં એમાં શું વિસાત ?" લાંબા, કસાયેલા બાંધાના બીજા કુમારે હસતાં હસતાં કહ્યું.

"ત્યારે દોસ્ત, મિલાવ પંજાથી પંજો ને ચાલો છૂમંતર થઈ જઈએ !"

એક ક્ષણમાં હાથમાં હાથ મિલાવી બન્ને કુમારો જંગલ તરફ દોડી ગયા.

આકાશપટલ વધુ ને વધુ શ્યામ થતું જતું હતું. ખાડા-ખડિયાવાળા રસ્તાઓ પર અંધકાર પોતાનો અંચળો ઢાંકીને બેઠો હતો, એટલે રસ્તા લગભગ દેખાતા જ નહોતા. નગર પાસેનું બિયાબાન જંગલ અંધકારમાં ભળીને એક થઈ ગયું હતું. છતાં બન્ને કુમારો દોડતા જતા હતા, ખાડા-ખડિયા એમને હેરાન કરી શકતા નહિ. રોજ ઘૂમવાને ટેવાયેલ હોય એમ ચાલ્યા જતા હતા.

થોડાએક પંથ કાપી તેઓ એક વિશાળ તળાવને કાંઠે આવીને ઊભા રહ્યા. થોડે દૂર વહેતી ગંગાનાં ઉપરવાસનાં

પાણી ચોમાસાંમાં આ તરફ વહી આવતાં. આજુબાજુની જગા ટેકરીઓવાળી હતી, અને આ જગામાં જરા નીચાણ હતું એટલે ચોમાસાનું પાણી બારે માસ ભરાઈ રહેતું. બન્ને કુમારો એના કાંઠે પહોંચતાં જ કપડાં ઉતારી પાણીમાં પડ્યા. ડાબા હાથમાં કપડાં ને જમણા હાથે પાણી કાપતા જાય.

આકાશમાંથી કેવળ તારલિયા પ્રકાશ વેરી રહ્યા હતા, છતાંય આ કુમારોને પ્રકાશ કે છાયાનો જરાય ભેદ નહોતો. થોડીવારમાં તો તેઓ સામે કિનારે પહોંચી ગયા, અને બેએક ક્ષણ થોભી કપડાં પહેરી પાસેના એક વૃક્ષ પાસે જઈ પહોંચ્યા.

વૃક્ષ પીંપળાનું હતું ને તેની ડાળો ફરતી ફેલાવાને બદલે ઊંચી આકાશ ભણી ગઈ હતી. બન્ને કુમારો તેના ઉપર સડસડાટ ચઢી ગયા, ને ઠેઠ ઊંચે પહોંચી એક ડાળની ઉપર છૂપાવી રાખેલાં પોતાનાં તીરકમાન કાઢયાં.

"હેમરાજ, વખત થતો જાય છે. શિયાળની લારી સંભળાય છે. હવે બુડબુડ અવાજ સંભળાવો જોઈએ."

બન્ને કુમારો શાન્ત બેસી રહ્યા. વખત વીતતો ચાલ્યો પણ કંઈ અવાજ ન સંભળાયો.

'ફરીદ, આમ ને આમ રાત તો નહિ વીતી જાય? વળી પાછું કાલે આવવું પડશે. પણ હેં ફરીદ, મેં સાંભળ્યું છે કે આસામના જંગલમાં હાથીઓ આવી રીતે પાણી પીવા આવે છે. ભલા, એના શિકારમાં કેવી મજા આવે!'

"પણ તારા વડવાઓએ તો માંસાહારનું નીમ લીધું છે. તારા વાલિદ સાહેબ (પિતા) શેઠ રાજપાળજી જ મને કહેતા હતા, કે હેમુને દિલ્હીમાં મોટી દુકાન કરી આપવી

છે ! હેમરાજ, તારો આ શોખ ખોટો છે. બાકી એટલું ધ્યાનમાં રાખજે કે જો હું બાદશાહ થયો તો તને વજીર જરૂર બનાવીશ." ફરીદે હેમરાજને પોતાની પહોળી છાતી વધુ પહોળી કરતાં કહ્યું. એ શબ્દોમાં નિખાલસ ગર્વ હતો.

"એટલે ફરીદ, ખુદાએ તમને જ બાદશાહ થવાનો ઇજારો લખી આપ્યો લાગે છે? અમારે ત્યાં લખ્યું છે, કે વીરભોગ્યા વસુંધરા ! જેના હાથમાં તીર ને તલવાર હોય, જેના મગજમાં હિકમત હોય ને સહુથી વધુ તો જેના હૈયામાં હિંમત હોય એ રાજા–બાદશાહ બની શકે ! ફરીદ, એક દહાડો તું બાદશાહ થઈશ તો હું પણ મહા–રાજા થઈશ. કઈ વાતે તારાથી ઊતરતો છું? શિકાર શસ્ત્રવિદ્યા જાણવા માટે ખેલું છું, રણમેદાન સર કરવા માટે શીખું છું." હેમરાજના શબ્દોમાં આત્મવિશ્વાસ ગૂંજતો હતો, સાથે ફરીદનાં વચનથી માઠું લાગ્યાનો પણ ભાસ થતો હતો.

"હેમરાજ, ખોટું લાગ્યું? દોસ્તના વચનથી દિલ દુભાયું? ભૂલી ગયો તે દિવસની વાત કે આપણે બન્નેએ નિર્ણય કર્યો હતો કે બન્ને જણા સાથે બાદશાહ બનીશું !" ફરીદે મિત્રને શાન્ત પાડ્યો, પણ હેમરાજ તો કાબેલ હતો. એણે વાત બદલી નાખતાં કહ્યું:

"ઓ મારા ફરીદખાં બાદશાહ, જરા થોડીવાર જીભ બંધ કરી કાનને કામ સોંપો, નહિ તો બધી મહેનત એળે જશે ને કાલે મહેતાજી પાસે મુરઘા બનવું પડશે, તે નફામાં."

બન્ને પાછા ચૂપ થઈ ગયા. આખા પ્રદેશ ઉપર રાત્રિની નિર્જનતા છવાયેલી હતી. તમરાંઓના અવાજ વગર કશોય

અવાજ સંભળાતો નહોતો. લગભગ મધરાત થવા આવી. એવામાં તળાવને સામે કિનારે કંઈક ભડકા થવા લાગ્યા.

બન્ને આ ભડકાથી પરિચિત હોય એમ શાન્ત હતા. એ સ્થળે શ્મશાન હતું. વેરાયેલાં હાડકાંમાંથી પવનના સપાટે કોઈ છૂપું તત્ત્વ ઝગી ઊઠતું. એ કંઈ ભૂત-પ્રેત નહોતાં, ને હોય તો એવાં ભૂતોની ભાઈબંધીના તો આ બંને શોખીન હતા. રાહ જોઈ જોઈને કુમારોની ધીરજ ખૂટવાની અણી પર હતી, ત્યાં તો પશ્ચિમ કાંઠેથી અવાજ સંભળાયો.

"બુડ, બુડ, બુડ !"

"હેમરાજ, બસ બરાબર. એ જ આવ્યો" અને સણસણાટ કરતું ફરીદનું તીર એ દિશાએ ચાલ્યું ગયું. તીર ગયા પછી પાછી શાન્તિ પથરાઈ રહી.

પાછા બન્ને જણા શાન્ત બેઠા. તીરવિદ્યામાં કેટલાય વેધ તેઓ શીખી ચૂક્યા હતા. હાલમાં શબ્દવેધનો અભ્યાસ ચાલતો હતો. નિશાળમાં શબ્દવેધ કરવાની યોજના હતી જ, પણ આ કુમારોને તો બનાવટી નહિ પણ સાચો શબ્દવેધ શીખવો હતો: અને તે માટે આજે જંગલમાં જઈ શીખવાનો ઈરાદો રાખ્યો હતો. નિશાળ છૂટતાં જ બન્ને ચાલાકીથી એક ખૂણામાં સંતાઈ ભરાયા હતા, ને બધાના ગયા પછી તરફ આવી પહોંચ્યા હતા.

ફરીદ પોતાના શબ્દવેધનું પરિણામ જાણવા આતુર હતો. એ જલદી તે સ્થળે પહોંચી જવાનો વિચાર કરતો હતો; પણ હજી હેમરાજનો વારો બાકી હતો ને! થોડીવારમાં જ એ ઉત્સુકતાનો પણ અંત આવ્યો.

"બુડ બુડ બુડ!" બીજો અવાજ સંભળાયો. હેમરાજે વીજળીની ઝડપે એ દિશામાં તીર ચલાવ્યું. તીર સડસડાટ કરતું ચાલ્યું ગયું.

પાછી શાન્તિ! થોડીવારે બન્ને કુમારો નીચે ઊતર્યાં ને શબ્દની દિશામાં ચાલ્યા. કિનારે કિનારે ત્યાં જઈ શકાય તેમ હતું. દૂર ગંગાના પ્રવાહનો ગંભીર રવ શાન્ત રાત્રિમાં ભયાનક પડઘા પાડતો દોડચો જતો હતો. એમાંથી છૂટા પડીને વહી આવતા પ્રવાહના પાણીનો થોડો ભાગ ખુંદવા પડતો હતો. બન્ને જણા હિમ જેવા જળમાં છબછબિયા બોલાવતા આગળ વધ્યા. એકાએક પાણીમાં થોડો ખળભળાટ જણાયો.

તારાઓના પ્રકાશમાં તેઓએ જોયું તો એક લાંબો પ્રચંડ કાળોતરો સાપ પાણી વીંધતો ચાલ્યો આવતો હતો. એના મોં પાસેથી કેટલીકવાર વીજળીના તણખા જેવું ઝરતું હતું.

"હેમરાજ, વીજળીઓ નાગ! ડસ્યો તો ખેલ ખલાસ!" ફરીદના બોલવામાં વ્યગ્રતા હતી.

"કોઈ મણિધર ચારો ચરવા નીકળ્યો હશે!" હેમરાજે જવાબ વાળ્યો. એમાં પૂરી શાન્તિ ગૂંજતી હતી.

સાપ યમરાજની જેમ પાણી પર ચાલ્યો આવતો હતો.

વીજળિયો નાગ અંધારામાં પણ સહેલાઈથી પરખાઈ જતો હતો. કેટલીકવાર એના પાતળા ને લાંબા મોં પાસેથી એવી ચિનગારીઓ ઝરતી કે પાણીનાં દેડકાં ચીસો નાખીને ભાગતાં. સમુદ્રનો રહેનારો આ મહાસર્પ વર્ષા ઋતુમાં પાણીનાં વહેણ સાથે અહીં આવી ભરાયો હશે.




કાળો મણુઝર સાપ ચાલ્યો આવતો હતો

ફરીદે કમર ઉપરથી મોટો છરો કાઢી હાથમાં પકડી લીધો. તરત હેમરાજે સૂચના કરી કે ' ભાઈ, ઉતાવળ ન કરીશ. કદાચ ઘા ખાલી ગયો અને એકાદ વાર પણ એ ઝાવું મારી ગયો તો બેમાથી એકાદને તો લેતો જ જશે. આ દુશ્મન બળનો નહિ પણ કળનો છે.'

ફરીદ સમાલી ગયો.

અને હેમરાજે શાન્તિથી પાણીમાં ઊભા રહી સાપના આગમનની પ્રતીક્ષા કરવા માંડી. ફરીદ સિપાહી હતો. એ દુશ્મનને વધુ વાર રમાડવામાં નહોતો માનતો, પણ સાથે સાથે એને હેમરાજની વિચક્ષણ બુદ્ધિ માટે પણ માન હતું. તે ખુલ્લા છરા સાથે શાન્તિથી ઊભો ઊભો, તક આવતાં પહોંચી વળાય એવી તૈયારી સાથે સાવધ રહી જોઈ રહ્યો.

સાપ બિલકુલ નજીક આવી પહોંચ્યો. કોઈ હાલતું ચાલતું નહોતું, એટલે સાપે પણ પોતાની વેગીલી ગતિને જરા નરમ કરી. હેમરાજ મોતને હાથમાં રમાડવાની તૈયારી કરીને ઊભો હતો. લીલો કાચ જેવો મણુઅર સાપ લગભગ નજીક આવી પહોંચ્યો એટલે હેમરાજે બાણુની પણછ એના મોં પાસે ધરી. મજબૂત ને કૂણા આંતરડાંની બનાવેલી પણછ મોં પાસે આવતાં જ સાપે શિકાર ધારી એના પર હલ્લો કર્યો. પણ પણછ મજબૂત હતી. એના મોંમાં ભરાઈ રહી. સાપ ઝટ પણછ મોઢામાં લઈ એને ગુંચળું વળી ગયો.

જરાય ગભરાયા વગર હેમરાજ બાણુને પકડી ઊભો હતો. મોતને અને એને બે હાથનું જ છેટું હતું. ફરીદ પણ ગાંજ્યો જાય તેમ નહોતો, છતાં એ હેમરાજની વચ્ચે પડવા માગતો નહોતો. સાપે પણછ મોઢામાં લીધી કે તરત હેમરાજે ધીમે ધીમે બાણુ ઊંચુ કરી લીધું. આખો સાપ બાણુ ઉપર ટીંગાઇ ગયો. હવે હેમરાજે હાથ બરાબર સ્થિર રાખી, ધીરેથી કિનારા તરફ પગલાં ભરવા માંડયાં. સાપ તો ઝનૂનથી પણછને મોંમાં દબાવી લટકી રહ્યો હતો.

બન્ને કિનારે આવી પહોંચ્યા. કિનારે આવતાંની સાથે હેમરાજે ઝડપથી કમર ઉપરથી છરો ખેંચ્યો. અને પોતાના હાથ પાસેથી પણછ એવી યુક્તિથી કાપી નાખી કે ધનુષ્ય ટંકાર કરતું પોતાની પણછમાં સાપને લપેટી કેટલાય કદમ દૂર જઈ પડયું.

હેમરાજ ખડખડાટ હસી પડયો. ફરીદે પણ વિજયી હાસ્યથી જંગલને ગજાવી મૂકયું.

“ફરીદ, સાપબહાદુર ન જાણે કયંય જઈ પડયા હશે?

૨૬૭૬૮

ને પડ્યા હશે ત્યાં કેડો એવી ભાંગી ગઈ હશે કે હાલવા-ચાલવાની શક્તિય નહિ રહી હોય. મારા મત મુજબ માણસને જાનથી મારવા કરતાં એને નસિયત (શિક્ષા) કરવી વધુ સારી."

"હું શત્રુને રમાડવામાં નથી માનતો. મને તારી જેમ હિકમત ચલાવતાં નથી આવડતી, છતાં તારી વાતમાં મારો ભરોસો છે." ફરીદના શબ્દોમાં દોસ્તીની ખુશબૂ હતી.

પણ હેમરાજે કંઈ જવાબ ન આપ્યો. આ સંકટમાંથી મુક્ત થતાંની સાથે બન્ને પોતાની વિદ્યાનું પરિણામ જાણવા આગળ વધ્યા.

આકાશનું અંધારું આ બન્ને કુમારોની આંખોને નડતર કરી શકતું નહિ. તેઓ કિનારે કિનારે આગળ વધ્યા. થોડે દૂર જતાં જોયું તો બે જાનવરો બરાબર મોંમાંથી જ વીંધાઈને ત્યાં પડયાં હતાં.

'શાબાશ હેમરાજ!' મોટા મનના ફરીદે હેમરાજને પહેલાં શાબાશી આપી.

"શાબાશ ફરીદ, પણ મારા દોસ્ત, હજી આપણી પરીક્ષા અધૂરી છે. કોઈ મદમસ્ત હાથી કે કોઈ ભયંકર કાળા વાઘ (શેર)ને હરાવીએ ત્યારે આપણને શાબાશી શોભે!' હેમરાજે ફરીદને પાનો ચઢાવ્યો.

'એ પણ કરશું.' અને બન્ને કુમારો આંકડા ભીડી પાછા ફર્યા. એ જંગલો, એ ટેકરા, એ તળાવ, બધુંય પસાર કરતા તેઓ જ્યારે જોનપુરને પાદર નિશાળ પાસેથી નીકળ્યા ત્યારે આકાશ હિમ વરસાવી રહ્યું હતું ને પેલાં બે કૂતરાં ખૂણામાં નિરાંતે ઘોરતાં હતાં.

## ૨. બે દોસ્તો

એ સમય સોળમી સદીનો હતો. ગુજરેલા જવાંમર્દીના જમાનાની આ વાત છે. એ વેળા દુનિયાને માથે વીર-ભોગ્યા વસુંધરાનો કાયદો ચાલતો હતો. હિંદુ–મુસલમાન, દેશી–પરદેશી, કાળા–ધોળા એવા કોઈ ભેદભાવ નહોતા. ક્ષત્રિયો જ તલવાર બાંધતા અને વેપારીઓ ત્રાજવાં ઝાલતા, એવો કોઈ અવિચલ નિયમ પણ નહોતો. આજે હળ ખેડતો ચાકર કાલે શૌર્ય અને સાહસથી છત્રપતિ બનતો; અને આજે હવાલદારી કરનાર સિપાઈ કાલે સિપેહ-સાલાર બનતો. દિલ્હીના સિંહાસને તો આખો ગુલામવંશ રાજ કરી ગયો હતો.

એવા બળ અને બુદ્ધિના જમાનાની આ વાત છે. મેવાડ–મારવાડના એક ખૂણેથી એક શ્રાવક કુટુમ્બનો મુખીયો તલવાર બાંધીને રળી કમાવા વર્ષો પહેલાં બહાર નીકળેલો. એણે જિનદત્તસૂરિ નામના એક સમર્થ સાધુ પાસે અહિંસા-ધર્મનો મંત્ર સ્વીકારેલો, પણ એની અહિંસા શૂરાની હતી. એના કોઈ વિજયની આડે એ નહોતી આવતી.

ખભે ઝોળી, હાથમાં દોરી-લોટો ને કેડે કટારી ભેરવી નીકળેલા આ શ્રાવકવીરો દેશેદેશ ડહોળતા ઠેઠ બંગાળા સુધી પહોંચેલા. બંગાળા તો એ વેળા ભારતભૂમિનું નંદન-વન હતું. કાડાબળિયા એક શ્રાવકવીરે બંગાળના સૂબાનું મંત્રીપદ મેળવ્યું.

આ મંત્રીપદ મેળવનારનું નામ રાજપાળજી. એમનો પુત્ર તે આપણો હેમરાજ. એનું હુલામણાનું નામ હેમુ. રાજપાળજીની ઇચ્છા હતી કે પુત્ર તલવાર કેડે બાંધી રળવા-કમાવા નીકળે એના કરતાં દિલ્હી જેવી નગરીમાં સુંદર દુકાન કરે, દેશદેશનો માલ લાવે-વેચે ને વૈભવ પ્રાપ્ત કરી શાન્તિનું જીવન જીવે. તલવારના ખેલાડીના જીવનનો શો ભરોસો! એક જ વાર ખાલી અને જીવનની સરવાળા-બાદબાકી ત્યાં પૂરી થઈ જાય.

બાળ હેમરાજને પણ પ્રારંભમાં પિતાના વિચારો યોગ્ય લાગતા, છતાંય બળ તરફ એનું ખેંચાણ અવશ્ય રહેતું. એવામાં એક વાર લશ્કરી ટુકડી સાથે એને પ્રવાસ ખેડવાનો પ્રસંગ પડયો. લશ્કરી ટુકડી એટલે મરજીવાઓનો સંઘ. મોતને તો હથેળીમાં રાખી મજા માણનારા વીરો! સાચા સિપાહીને દુનિયાની કોઈ સત્તા ડરાવી ન શકે! મોતની મીઠી મહોબતમાં એણે સાચું જીવનમાધુર્ય જોયું.

હેમરાજ તો ભેજાંબાજ હતો. એણે જોયું કે આ લડવૈયાઓમાં બળ હતું, પણ લાંબી બુદ્ધિ નહોતી. બુદ્ધિમાન પુરુષો જો આ જાતના ધંધામાં પડે તો ભારે નામના કાઢે.

બીજો એને વિચાર આવ્યો કે માણસે પોતાનું ને

પોતાનાંનું રક્ષણ તો જાતે જ કરવા તૈયાર રહેવું જોઈએ. આખરે તો સંસારમાં બળવાન જીતે છે. વાણિયો ભલે વેપાર કરે, બ્રાહ્મણ ભલે ટીપણાં જુએ, પણ વખત આવે પોતાનું ને પોતીકાંનું રક્ષણ કરવા તલવાર શા માટે ન ઉઠાવે? પેટ માટે અન્નની ભિક્ષા માગવી ભૂંડું કામ છે, તો દેહની રક્ષા માટે બીજાની મદદ માગવી એનાથી હીણું કામ છે. દરેકે પોતાના પૂરતું પણ વીર–મર્દ બનવું ઘટે.

હેમરાજને અહીંથી નવો રંગ લાગી ગયો. સિપાહીગીરી માટે એના દિલમાં પ્રેમ પેદા થયો, અને સદા તે તેનો જ વિચાર કરવા લાગ્યો. શરીર તો ઠીંગણું, જરા દૂબળું પણ ખરું! ઘોડેસવારી માટે પહેલેથી સૂગ, છતાં એણે સિપાહી બનવાનો નિર્ણય કર્યો.

એ નિર્ણયને મક્કમ બનાવનાર સાથી–મિત્ર પણ એને તત્કાળ મળી ગયો. એનું નામ ફરીદ. એનો પિતા હુસેનખાં પઠાણ બંગાળનો જાગીરદાર હતો. ફરીદ દિલાવર હતો, પણ એને નવી મા હતી. ઘરનું તમામ કામકાજ ઢસર્યા છતાં નવી મા રોજ એના માથે માછલાં ધોતી. પોતાની નવી પઠાણ–માતાના ત્રાસથી મુક્ત થવા એક દહાડો એ ઘર છોડી નાસી છૂટયો.

જોનપુર આ વખતે લશ્કરી અને ઇલ્મી તાલિમ માટે સુપ્રસિદ્ધ હતું. ફરીદ જોનપુરમાં આવી ભણવા લાગ્યો. હેમરાજ પણ મહામહેનતે પિતાની મંજૂરી મેળવી અહીં ભણવા આવ્યો હતો. પિતાએ માન્યું કે ભલે થોડું શસ્ત્રનું જ્ઞાન પણ મેળવી લે. સ્વરક્ષણ અથવા શોખ માટે પણ એ જરૂરી છે.

ફરીદ અને હેમરાજ બન્ને આપબળિયા હતા, મરજીવા હતા, મહત્ત્વાકાંક્ષા ધરાવનાર હતા. જોતજોતામાં બંને વચ્ચે અપૂર્વ પ્રેમની ગાંઠ બંધાઈ ગઈ. ફરીદ અને હેમરાજ વચ્ચે શરીર બંધારણનો ઘણો ફેર હતો, પણ સાથે બન્ને સશક્ત હતા. રોજ શિકારની શોધમાં દશ દશ કોસનો પગપાળા પ્રવાસ ખેડતા. ગમે તેવી નદીઓ તરવામાં એ થાકતા નહિ. ભેદ કેવળ લાંબી ઘોડેસવારીમાં પડતો.

ભારતવર્ષમાં આ વેળા બે નરવીરોની હાક વાગી રહી હતી. એક શાહ બાબર ને બીજો રાણો સંગ. શાહ બાબર અસાધારણ વીર હતો. ૪૦ કોશની મુસાફરી એને મન રમત હતી. ગંગા સિવાય બીજી કોઈ પણ નદી તે તરીને જ ઊતરતો. ગંગાના પૂરમાં ઝંપલાવવું, એ એને મન મીઠી મોજ હતી. અગિયાર વર્ષની ઉંમરથી એણે રાણા સંગ કે જેની ફોજમાં અનેક પઠાણ સરદારો પોતાનાં લશ્કર સાથે ભળ્યા હતા, એને હરાવવાનું જબર કાર્ય કર્યું હતું. ઈબ્રાહીમ લોદીના એક લાખના સૈન્યનો એણે કચ્ચરઘાણ કાઢ્યો હતો.

બાબર ઊગતી જુવાનીમાં હતો: છતાં સાચો જવાંમર્દ હતો. એના પોતાનાં માણસોએ એને એના વતનથી હાંકી કાઢ્યો હતો, પણ વીર હતો. નિરાશામાં પણ એ આશા જોતો.

બાબરનો બાલ્યકાળ ઘણો અદ્ભુત હતો. મધ્ય એશિયાના ઉચ્ચ પ્રદેશમાં ‘સરદરિયા’ નામની સુંદર સરિતાના કિનારે આવેલા ફરઘાના મુલકનો એ બાસીંદો હતો. દ્રાક્ષ અને દાડમના માંડવા, તરબૂચના વાડાઓ અને ગુલાબની

તરબતર વાડીઓમાં બાબરનું બાલપણ વીત્યું હતું. અનારના બગીચાઓમાં જાતે કામ કરતો. કામ કરતો કરતો તુર્કી કે ફારસી કવિતાઓ કે બેતો રચતો, શિકારે ચઢતો, કબૂતરો ઉડાડતો, કિતાબો લખતો. રંગીન કુદરત, મનોહર પંખીઓ, હસતાં ખેતરો, વહેતાં સરદરિયાનાં નિર્મળ જળ, લૂંબીઝૂંબી વાડીઓ વચ્ચે ફરતો નાનો બાબર કહેતો કે હું તો મોટો થઈને એક સારો કવિ કાં ચિત્રકાર બનીશ.

પણ જમાનાની ગરદીશમાં એ સુંવાળપ એને છાંડવી પડી. અગિયાર વર્ષનો જ માત્ર હતો ને એનો બાપ શેખ મીરઝાં કબૂતર રમાડતો કોટની રાંગ પરથી પડીને મરણ પામ્યો. બાપના મૃત્યુ સાથે જેટલાં સગાં હતાં, એ શત્રુ બની ગયાં. બાબર એકલો બની ગયો. એનો નોંધારાનો આધાર એની દાદીમા બની. બાબરનો પિતા ફરઘાનાનો સરદાર હતો. એની દાદીમા જંઘીસખાનના વંશની હતી. એ પોતાના પૂર્વજોની સુંદર ને વીરત્વભરી વાતો બાળ બાબરને કહી સંભળાવતી, ને ખૂબ પાનો ચઢાવતી. બાબરનું મૂળ નામ તો ઝહીરુદ્દીન મહંમદ હતું, પણ દીકરાને પોરસ ચઢાવવા માટે દાદીમાએ એને 'બાબર' ઉપનામ આપ્યું હતું. બાબર એટલે વાઘ. એ ખરેખર વાઘ હતો. બે માણસને બગલમાં લઈ કોટની રાંગ પર એ દોડતો. નદીઓમાં કલાકો સુધી તરવું એનો મન રમતવાત હતી. ઘોડા પર બેસતાં એ થાકતો નહિ.

બાળ બાબરને ફરઘાનાની ગાદી મળતાં જ શત્રુ બનેલાં સગાંઓ એને ખાવા ધસી આવ્યાં. તમામ દુનિયાની બલાઓ એક સાથે એના પર તૂટી પડી. એને અનુભવ થયો કે કેવલ

ચિત્ર દોરવા માત્રથી કે કવિતા બનાવવાઓથી કામ નહિ ચાલે. એ માટે બળવાન બનવું ઘટે. શરીર કસવું જોઇએ અને હિંમતને કસોટી પર ચઢાવવી જાઈએ. સદા વેરીઓનો સામનો કરવા કમર કસીને સજાગ રહેવું જોઇએ. પોતાનો દેશ હાથ કરવો જોઈએ, ને બીજા દેશો જીતવા જોઈએ. બાબર ખરેખર બાબર–વાઘ હતો. એણે કવિતાની ચોપડીઓ સંભાળીને મૂકી દીધી: પીંછી ને રંગ કોરાણે મૂકયાં–અને હાથમાં તલવાર લીધી. મરજીવો બની મેદાને પડયો. હાર-જીત તો થયા કરે; પણ ઠોકરો ખાતો ખાતો આજ હિંદનો ધણી બની બેઠો.

બાબર હિંદના મેદાનમાં આવ્યો ત્યારે તો એ અજેય યોદ્ધો બની ગયો હતો. એની સામે લડવા આવેલા અફઘાન શત્રુઓની પાસે જેટલું લશ્કર હતું–એનાથી દશમા ભાગનું લશ્કર પણ એની પાસે નહોતું. બાબરે ભર્યો ભવમાં પહાડ જેવા હાથી અહીં આવીને જોયા. પણ એની પાસે એક જબરું 'અગ્નેયાસ્ત્ર' હતું. એનું નામ બંદૂક અને તોપ! આજે ઘેર ઘેર જાણીતી આ વસ્તુઓને એ વેળા હિંદુસ્થાનમાં કોઈ જાણતું નહોતું.

ફરીદ અને હેમરાજ આ બહાદુર વીર વિષે ખૂબ ચર્ચા કર્યા કરતા. નરવીરોનાં જીવનચરિત્રો તરફ એમને ભારે રસ હતો. બાબરના સૈન્યનો આસપાસમાં પડાવ થતો, ત્યારે આ બંને કિશોરો દિવસો સુધી ત્યાં રખડવા જતા, ને જે માહિતી મળે તે એકઠી કરતા. કોઈ દહાડો આવા લશ્કરમાં જોડાઈ ભારે નામના કાઢવાની તેઓ મહેચ્છા કર્યા કરતા.



રાણો સંગ



શાહ બાબર

આવા જ એક બીજા નરવીરની ગાથાઓ એ કાળે ઘેર ઘેર ગવાતી હતી. એનું નામ રાણો સંગ. જે ગાદી પર ભૂતકાળમાં બાપા રાવળ થઇ ગયા ને ભવિષ્યમાં મહારાણા પ્રતાપ થવાના હતા, એ ગાદીનો પાટવીકુંવર સંગ્રામ તે જ રાણો સંગ. પણ ભાઈઓમાં સળગેલી આગને બુઝાવવા એ વતનનો ત્યાગ કરી ગયો. ભાઈ–ભાઈની લડાઈમાં તીર વાગવાથી એની એક આંખ પણ ચાલી ગઇ. દુઃખના દિવસો ભારે રઝળપાટમાં વીત્યા. સંગ્રામ એક ભરવાડને ત્યાં ઘેટાં ચારવા રહ્યો. પણ રાજાના કુંવરને ઘેટાં

ચારતાં ન આવડયાં. ભરવાડ આ કારણથી નારાજ થઈ ઘણી વાર ખાવા આપે–ન આપે. થોડા દિવસો બાદ એને રોટલા ઘડવાનું કામ સોંપ્યું. એ પણ ન આવડયું. ભલા, તલવારના ખેલાડીને એ કેમ આવડે?

થોડે દિવસે એક રજપૂત મળ્યો. એણે સંગ્રામની તીરંદાજીની પરીક્ષા કરી. એની અચ્છી ઘોડેસવારી નીરખી. પટાબાજીમાં એની નિપુણતા જોઇ એક ઘોડો ને કેટલાંક હથિયારો ભેટ કર્યાં. થોડા દિવસો બાદ કુમાર સંગ્રામ લૂંટારુની ટોળીનો આગેવાન બન્યો. પોતાનું અલગ નાનું રાજ જમાવ્યું, પણ ત્યાં તો મેવાડની ગાદી ખાલી પડી.

ઘેટાં ચારનાર, રોટલા ઘડનાર, લૂંટારુંનું જીવન જીવનાર 'સંગ્રામ' મેવાડપતિ બન્યા. જોતજોતામાં ચારે તરફ એમની હાક વાગવા લાગી. એમનું રણચાતુર્ય અજોડ હતું. એમની યુદ્ધનીતિ પાસે ભલભલાના ભુક્કા બોલી જતા. દિલ્હી –માળવાના પાદશાહને અઢાર અઢાર વાર હરાવીને તગડયો. ઈબ્રાહીમ લોદીને બે વાર ચાર ખાનાં ચિત કર્યો. ઘાટૌલીમાં પ્રચંડ મુસ્લિમ સેના સામે એવો જંગ ખેલ્યો કે દુશ્મનના સૈન્યમાંથી માત્ર બે જ જીવતા ઘેર જવા પામ્યા.

આ જંગ ખેડતી વખતે રાણો સંગ હાથીના હોદ્દામાં કે પાલખીમાં ન બેસી રહેતો. એ સહુથી આગળ મેદાનમાં રહેતો. અને આ કારણે જ એક આંખ ઉપરાંત, ઈબ્રાહીમ લોદી સાથે લડતાં લડતાં એક હાથ પણ ખોયો હતો. એક વાર તોપનો ગોળો વાગતાં એક પગ પણ કપાવી નાખવો પડયો હતો. આ ઉપરાંત નાના–મોટા એંશી ઘાથી એમનો

પ્રચંડ દેહ સુશોભિત હતો. રાણા સંગનું નામ ભલભલા શત્રુનાં મોતિયાં મારી નાખતું. એમનું રાજ્ય ઉત્તરમાં આગ્રા લગભગ, પૂર્વમાં સિંધુ, દક્ષિણમાં માળવા ને પશ્ચિમમાં અરવલ્લીની દુર્ગમ શૈલમાળ સુધી વિસ્તર્યું હતું.

આ વેળા ભારતમાં બાબર આવ્યો. બાબર ગમે તેવો વીર હોય પણ રાણા સંગ પાસે બાળક હતો. ઇબ્રાહીમ લોદી અને બીજા શત્રુઓને જીતનાર વીરપુરુષ બાબરને આ રાણો ભારે પડી ગયો. એની મોગલોની, તાતારોની, ઉઝ-બેગો જેવા પ્રચંડ યોદ્ધાઓની બનેલી સેના નિરાશ થઇ ગઈ. એના જ્યોતિષીઓ કહેવા લાગ્યા: "મંગળનો ગ્રહ પશ્ચિમમાં છે. જે લોકો પૂર્વમાંથી આવી યુદ્ધ કરે, તે પરાજિત થાય એવા યોગ છે. માટે પાછા ફરવું જોઈએ."

પણ પાછા કદમ ભરે એ બીજા! મરજીવાઓ મોતથી કદી ડરતા નથી. બાબરે મેદાનમાં ઝુકાવ્યું. રાણા સંગે કાળો કેર વર્તાવ્યો. મોગલોનું જડાબીટ નીકળી જાય તેવો તાશેરો થયો. પણ એજ વેળા એક રજપૂત રાજાએ દગો કર્યો. એ શત્રુસેનામાં ભળી ગયો. ઘરના દીવાએ ઘરમાં આગ ચાંપી.

બાજી આખી બદલાઈ ગઈ. રાણાજી આખા શરીરે જખમી થયા. એમને ડોળીમાં નાખી બીજે લઇ જવામાં આવ્યા: પણ રાણા સંગને મેદાનમાંથી પાછા હઠવા કરતાં મોત વધુ પ્રિય હતું. એમણે કહ્યું: "મને મેવાડ લઈ જશો નહિ. માતૃભૂમિને મારું કલંકી મોં હું નહિ બતાવું. જીવીશ અને જીતીશ, તો જ મેવાડ પાછો ફરીશ. હવે તો યુદ્ધ એજ મારો ધર્મ છે."

રાણા સંગના સરદારો હવે લડાઈથી થાકી ગયા હતા. તેમને શાંતિ જોઈતી હતી. રાણાને યુદ્ધ, યુદ્ધની ઝંખના જાગી હતી. અરે, પરાજિતોને–દલિતોને વળી શાંતિ કેવી! નથી જોઇતી આ શ્મશાનશાંતિ!

શાંતિપ્રિય મંત્રીઓએ રાણાજીને એક દહાડો ઝેર આપ્યું. યુદ્ધપ્રિય રાણો યુદ્ધ યુદ્ધ પોકારતો મરી ગયો.

વિપત્તિના વિદ્યાલયમાં તૈયાર થયેલા આ બે નરવીરોનાં જીવને આ બાળકોને અનેરા સ્વપ્નદર્શી બનાવી મૂક્યા. એમના જેવા થવાનાં આ બંને બાળકોને સ્વપ્નાં આવતાં હતાં. એ સ્વપ્નસૃષ્ટિમાં રાચતા રાચતા તેઓ આગળ વધતા જતા હતા. થોડા વખતમાં બન્ને જણા વ્યાકરણ, કાવ્ય, ધર્મશાસ્ત્ર તથા યુદ્ધકળામાં નિષ્ણાત બન્યા. આખી નિશાળમાં એમની હાક વાગતી, તેમાં પણ બુદ્ધિમાં તો હેમરાજ અજોડ હતો. ગમે તેવી સમસ્યાઓને ઉકેલવામાં એ અજોડ હતો. એની ફિલસૂફી એક રીતે ફરીદથી જુદી પડતી.

હેમરાજ બનતા સુધી દુશ્મનને મારવામાં નહોતો માનતો. એ ગુસ્સાના પ્રસંગે પણ મગજનું સમતોલપણું ન ગુમાવતો. ઠંડા માટલાના જેવા મિજાજથી એ ગણિતના સરવાળા–બાદબાકીની જેમ બધી પરિસ્થિતિનું તોલ–માપ કરી શકતો. એના મોટા મસ્તિષ્કમાં લેખાં-પલાખાંની જેમ લડાઈના વ્યૂહ રચાતા ને ભેદાતા. ફરીદ હેમરાજના આ ગુણથી આફરીન પોકારતો.

અભ્યાસના દિવસો પૂરા થતા હતા.




## શૂરાને વળી સાથ શા?

**એક** ઊગતું રળિયામણું પ્રભાત હતું. ખભા ઉપર તીરકામઠી અને કમરે નાનકડી તલવાર લટકાવેલા કુમાર ફરીદે બૂમ પાડી.

"ઘરમાં છે કે, હેમ?"

બારણાં અંદરથી બંધ હતાં. આજુબાજુ કોઈ નહોતું. ફરીદે ફરીથી બે ત્રણ વાર બૂમ પાડી, પણ ન ઉત્તર કે ન કંઈ! એ બારણાંની વધુ નજીક ગયો. એને એ વાતની ખબર હતી કે હેમરાજ કદી બહારથી બારણું બંધ કરતો જ નહિ. એ હોય કે ન હોય, પણ બારણું અંદરથી બંધ થાય તેવી યુક્તિ રાખી હતી. અને કોઈ અપરિચિત એનું બારણું ખખડાવવાની હિંમત પણ ન કરી શકતો. હેમરાજનો ડાઘીઓ કૂતરો સન્માન કરવા ત્યાં સદા સજાગ રહેતો. આ કારણે કોઈ કલ્પી શકતું નહિ કે હેમરાજ ઘરમાં છે કે બહાર?

બે વખત બૂમ મારવા છતાં અંદરથી જવાબ ન મળતાં ફરીદે છૂપી રીતથી બારણું ઉઘાડ્યું, અને અંદર ગયો. આખા ઘરમાં હેમરાજના પાળેલા કૂતરા સિવાય કોઈ નહોતું. કૂતરાએ માલિકની ગેરહાજરીમાં પૂંછડી પટપટાવીને ફરીદને સલામી આપી. ફરીદ એને પંપાળતો બોલ્યો:

"અરે શાર્દુલ, તારો હેમરાજ ક્યાં ગયો?"

કૂતરાએ એનો પણ જવાબ પૂંછડી પટપટાવીને આપ્યો. એવામાં ફરીદની નજર હેમરાજ વાંચવા બેસતો હતો, એ બેઠક ઉપર ગઈ. ત્યાં લાકડાની મોટી પાટી ઉપર કંઈક લીટા દોરેલા હતા, અને લીંટાઓને અમુક અંતરે એક બે આંકડા લખેલા હતા.

ફરીદ સમજી ગયો કે ભાઈ સાહેબ વડા શિક્ષકની રજા વગર ઘેર જવા ઉપડી ગયા છે, અને ત્રણ દિવસે પાછા આવવાની ગણતરી કરીને ગયા છે. એણે ફરીથી મોટા ડાઘીઆ કૂતરાના દેહ ઉપર હાથ ફેરવ્યો અને વિદાય લીધી.

એને સાથીદાર જોઈતો હતો.

નિશાળમાં ત્રણ દિવસની રજાઓ હતી. એટલે ફરીદે એક નવી યોજના ઘડી કાઢી હતી, કેટલાએક વખતથી પાસેના ડુંગરોમાં એક શેર આવી વસ્યો હતો. બંગાળાના જંગલોમાં કાળા વાઘ દીપડા થાય છે. આ ચિત્તા ઘણા ભયંકર હોય છે. અને તેમાં પણ આદમખાઉ કાળા ચિત્તા બળ અને બુદ્ધિમાં બંનેમાં અજોડ હોય છે.

આ ચિત્તા શેરને નામે પ્રસિદ્ધ છે. આવો એક શેર ઘણા વખતથી ખેતરોમાં કેર વર્તાવતો હતો, અને એના

ફેરના વર્તમાન સાંભળ્યા ત્યારથી લશ્કરી તાલિમ પૂરી કર-
નાર ફરીદે આ શેરને પૂરો કરી પોતાની શક્તિ અજમાવી
જોવાનો નિર્ણય કર્યો હતો. જૂના વખતમાં પોતાના અભ્યાસનું
પ્રમાણપત્ર મેળવવાનો એક માત્ર આ રસ્તો જ સહુ પસંદ કરતાં
પણ ગમે તે કામમાં ફરીદને હેમરાજ વગર ચેન નહોતું પડતું.

એને એ વાતની પણ ખાતરી હતી કે આ લુચ્ચા
જાનવર માટે હેમરાજની બુદ્ધિની કદાચ જરૂર પણ પડે. પણ
હેમરાજ તો ન મળ્યો. અને એના સાથીદારોમાંથી પણ કોઈ
ન મળ્યું. ત્યારે પાછા જવું ? ફરીદને લાગ્યું કે પાછા
ફરવાનો વિચાર તો ન જ કરવો. આવો ઢીલો ને બીજા પર
આધાર રાખનારો સ્વભાવ કંઇ સારો ન કહેવાય. આવતી
કાલે બાદશાહી લેવી હશે ત્યારે હેમરાજને કેટલે કેટલે
ઠેકાણે બોલાવીશ ? શૂરાને વળી સાથ શો ?

એ ચાર જે મળ્યા તે સાથીદારો સાથે ફરીદ જંગલો
તરફ રવાના થયો. જોનપુરની ભાગોળ વટાવી તેઓ આગળ
વધ્યા. વચ્ચે વચ્ચે નાનાં નાનાં ગામડાં અર્ધાં ઉજ્જડ બની
ગયાં હતાં. જ્યાં થોડાં ઘણાં માણસો હતાં, ત્યાં બધા આખી
રાત આ ચિત્તાના ભયથી જાગતા બેસી રહેતા. પણ એ
બધાંને થાપ આપીને એ શિકાર ઉઠાવી જતો.

ફરીદ ઠેર ઠેર એની ખબર અંતર પૂછતો આગળ વધ્યો.
જુવાનીના દોરા ફૂટયા છે, એવા આ કુમારોની પાછળ
ગામ ગામથી કેટલાક જુવાનીયા પણ ઊપડયા. સાંજ સુધી
સહુએ ચાલ્યા કર્યું, પણ પેલા શયતાનનો પત્તો જ નહિ.

સહુ કહે કે કાલે અમે જોયો હતો, અમુક સીમમાં હતો, અને એમ ને એમ સહુ આગળ વધતા ગયા.

થોડે દૂર એક ગાયને ફાડી ખાધેલી જોઈ. એ જ રાક્ષસનું આ કૃત્ય! તાજુ લોહી પીને આટલામાં જ ક્યાંક બેઠો હશે. નક્કી થોડીવારે પાણી પીવા નીકળવાનો.

સાંજ પડતાં એક જળાશયને કિનારે બધા ઘોડા બાંધીને બેઠા. પણ આખી રાત એક પાંદડું હાલે તો કંઈ આઘા-પાછા થવાયને! ઉઘાડી આંખે સહુને સવાર પડી અને બધા નિત્યકર્મ આટોપી આગળ વધ્યા.

બીજા દિવસની સાંજ પણ એમ ને એમ ખીલી અને ક્ષિતિજમાં ભળી ગઈ. ફરીદના સાથીઓમાં નિરાશાનો ઉદય ઉદય થતો હતો અને ચિત્તા માટે વધુ અદ્દભુતતા પેદા થતી જતી હતી. ત્રીજો દિવસ પૂરો થાય એ પહેલાં તો ફરીદને પાછા ફરવાનું હતું: પણ આ શિકારની પાછળ બધું ભુલાયું હતું. ફરીદના સ્વમાન ઉપર કોઈ કાતિલ ડંખ મારી ગયું હતું. શું ખાલી હાથે પાછા ફરવું ?

ત્રીજા દિવસની ઘનઘોર રાત અડધી વીતી, છતાં કાંઈ પત્તો જ નહિ. આખરે નિરાશ થઈને બધા ઝોકાં ખાવા લાગ્યા. સહુની આંખોમાં શ્રમ અને નિદ્રા હતાં, નિરાશાએ તેમને થકવી નાખ્યા હતા, પણ ફરીદને તો નિરાશાએ ઉશ્કેરી મૂકયો હતો. એને ઊંઘ થાક જણાતાં જ નહોતાં. અચાનક પાસેની કોઈ ભેખડ ઘસવાનો અવાજ આવ્યો.

આ અવાજે આખા ટોળા ઉપર કશી અસર નીપજાવી નહિ, પણ ફરીદની આંખો ચમકી ઊઠી. એ ધીરેથી ઊભો

થયો અને તીર-કમાન ખભે ચઢાવી અવાજની દિશામાં ચાલ્યો. પાસે જ નાનકડી એક નદી વહેતી હતી, ને છેલ્લી રાતના ભરભાંખળામાં એનું પાણી તારલિયાઓના પ્રકાશમાં ચળકી રહ્યું હતું.

ફરીદ આગળ ચાલ્યો, બરાબર અવાજની દિશામાં. શબ્દવેધના કુશળ પારખુને દિશાનો વાંધો નહોતો. એ જરાક આગળ વધ્યો હશે, કે ભયંકર હુંકાર સંભળાયો, અને હુંકાર સાથે ભેખડ પરથી કોઈ ભારે ચીજ નીચે ગબડતી દેખાઈ. "આવ્યો પંજામાં!" ફરીદે સ્વતઃ આ શબ્દો ઉચ્ચાર્યા ને ઝેર પાયેલું તીર કમાન પર ચઢાવ્યું. એક ભારે જાનવર ગબડતું જમીન ઉપર પડ્યું કે તરત ફરીદની આંખોને એની જાત પારખવામાં વાંધો ન આવ્યો. એ તો વકરેલો સુવર હતો! એ ઝનૂને ચડ્યો હતો, ઊભો થતાંની સાથે એ પોતાની દાતરડી ઊંચી કરી ભેખડ સામે સીસકારા કરવા લાગ્યો. એની આંખોમાં ભેખડ ઉપર ઊભેલા દુશ્મનનો પડછાયો પડતો હતો. એ લોહીલુહાણ થયેલો હતો. એ નાસવા માગતો હતો, પણ નાસતાં પહેલાં હંમેશાં જાનવર હરીફની સામે ઘૂરકે તેમ ઘૂરકતો હતો.

વાહ રે કિસ્મત!

ફરીદના દિલમાં એકવાર પુનઃ નિરાશા પ્રસરી ગઈ. એ કંઈ આ શિકાર માટે નહોતો આવ્યો, પણ આ નિરાશા વધુ વાર ન ટકી. એકદમ ઉપરથી ઘૂરઘૂરાટ સંભળાયો, ને કોઈ આદશાહી ઢબથી ટેકરી ઉપરથી ઊતરતું જણાયું.

ફરીદ એકવાર પોતાની સાથીવિહીનતા; એકાકીતા ને

બળનું માપ બધુંય ભૂલી ખડખડાટ હસી પડ્યો. એનાથી સ્વાભાવિક રીતે બૂમ પડાઇ ગઈ.

"શયતાન! આખરે પંજામાં આવ્યો!"

માણસનું મીઠુંમધ માંસ ચાખીને શયતાન બનેલા ચિત્તાના કાને માણસનો અવાજ આવતાં એ ટેકરી પર જ થંભી ગયો. એક વાર શરીરનો વળાક લીધો. ચિત્તાની આંખો બીજે ફરતાં જ ઘાયલ ને પરાજીત સુવર નાઠો. પોતાનો પહેલાંનો હરીફ ચાલ્યો જાય છે, એની ચિત્તાને પરવા નહોતી. હવે તો સામે મિષ્ઠ આહાર પોતાની મેળે આવીને ખડો હતો.

ફરીદની નસોમાં હવે ધીરજનું લોહી નહોતું.

એણે તો ધનુષ્યટંકાર કર્યો. તીર બરાબર ચિત્તાના પાછલા પગ ઉપર બેઠું. બસ, ખૂલ્લું આવાહન પોકારાઈ ગયું. ચિત્તો ધસ્યો, લપસ્યો ને ક્ષણવારમાં સમતલ જમીન ઉપર આવી ઊભો. ફરીદે બીજું તીર ચલાવ્યું. તીરે નિશાન લીધું પણ આ શયતાનને માટે આટલાં તીર પૂરતાં નહોતાં.

ચિત્તાએ સીધો હલ્લો ફરીદ પર કરી નાખ્યો. ફરીદે સમય પારખી લીધો. એણે બાણ ફેંકી દીધું અને નાની તલવાર ખેંચી શત્રુનો સામનો કરવા તયારી કરી લીધી. પણ તલવારની શી તાકાત! તલવાર તો એક ઘા ભેગી દૂર જઈ પડી.

ચિત્તો અને ફરીદ હાથોહાથ આવી ગયા.




ચિત્તો ને ફરીદ હાથોહાથ આવી ગયા.

# શયતાન ને માનવી

છેલ્લા પહોરની રાત્રી શૂનશાન હતી. થોડે દૂર નિરાંતે ઘોરતા ફરીદના સાથીઓએ સળગાવેલા તાપણાના બુઝાતા પ્રકાશ સિવાય કંઈ દેખાતું નહોતું.

માનવભક્ષી ચિત્તા અને ફરીદ વચ્ચે જીવસટોસટની કુસ્તી જામી હતી. ફરીદે અખાડા નહોતા જોયા એમ નહિ. એણે કેટલાય અખાડા જોઈ નાખ્યા હતા, પણ પોતાને પછાડનાર હરીફ કોઈ નહોતો મળ્યો. છતાં એ બધા હરીફો મનુષ્ય હતા જ્યારે આ પશુ હતું.

ફરીદે જીવનમાં પીછેહઠ તો જાણી જ નહોતી. એ સાચો મુસ્લિમ હતો; અને એટલે એને પરમ શ્રદ્ધા હતી કે જ્યારે અલ્લાતાલા જીવતર પૂરું કરવા માંગશે ત્યારે ઈન્સાન । એક ક્ષણને માટે પણ એને જાળવી નહિ શકે, પછી મોત માટે શા વિચાર ને શાની ગમગીની?

થોડે દૂર સાથીઓ પડેલા હતા. કદાચ પોતાની બૂમ ત્યાં સંભળાય, પણ ફરીદને બૂમ પાડી શકાય તેવી સગવડ આપવા પેલો આદમખોર તૈયાર નહોતો. એ તો ઊનું ઊનું ફળફળતું લોહી પીવા તલસી રહ્યો હતો, પણ ફરીદે આજ મોત સાથે બાકરી બાંધી હતી. બેમાંથી એકે ઓછા થયે જ છૂટકો હતો, કારણ કે બંને જંગેમર્દ હતા.

લગભગ દશેક ક્ષણ એમ ને એમ બાથંબાથામાં વીતી ગઈ. દૂર દૂર આકાશ ચિરાતું હોય, એમ લાગતું હતું. ચિત્તાના પાછલા પગે તીરનું ઝેર ચઢતું જ હતું. એણે એક-દમ ઝનૂનપૂર્વક હલ્લો કર્યો. ફરીદ એકવાર લથડી ગયો, એ જમીન પર ગલોટિયું ખાઈ ગયો કે ચિત્તો એના ઉપર સવાર, અને હવે ફરીદના ગળા ઉપર એક જ પંજાની જરૂર! ફરીદે ચિત્તાના સ્વરૂપમાં પોતાનું મોત ભાળ્યું. એણે છેલ્લી તમામ શક્તિઓ એકઠી કરી ઉછાળો માર્યો. ભારેખમ ચિત્તો ઊછળી પડયો, છતાંય એનો પંજો ફરીદના પડખામાં પેસી ગયો.

અત્યારે જખમ જોવા–જાણવાનો વખત નહોતો, ફરીદે વીજળીની ઝડપે એનું પહોળું થયેલું ડાચું બે હાથે પકડી લીધું. તમામ તાકાતથી એને ખૂબ જોરથી ખેંચ્યું. કાપડિયો કાપડના બે ચીરા કરે એમ ચરરર કરીને ચિત્તાના મોંના બે ચિરાડા થઇ ગયા. લોહી અને દુર્ગંધનો પાર નહોતો. ચિત્તો ભયંકર મૃત્યુચીસ સાથે ભૂમિ પર પડી ગયો. એની છેલ્લી કિકિયારી જંગલને ન ગજવી શકી; અને વનના એ ક્રૂર રાજાએ પોતાના કૃત્યોની સજા જાણવા કોઈ અદૃશ્ય ન્યાયાધીશ પાસે પ્રયાણ કર્યું.

ફરીદ ઓછો ઘાયલ નહોતો થયો. એ પણ બીજી જ પળે ત્યાં તૂટી પડયો.

કાળું આકાશ ઘોળાતું હતું, એ વેળા એકાએક કોઈ પ્રવાસી ત્યાંથી ઝડપભેર પસાર થતો જોવાયો. એને આડું-અવળું જોવાનો વખત ન હોય, એમ લાગતું હતું. વારે ઘડીએ આકાશ સામે જોઈને કંઈ બબડતો હતો.

ટેકરી ઉપર થઈને એ પસાર થયો. હવામાં ભળીને આવતી લોહી અને માંસની દુર્ગંધ એના નાકને સ્પર્શી, પણ ઊભા રહેવાય તેવી જાણે એની પાસે ઘડી જ નહોતી. કદાચ કોઇ જાનવર હુમલો કરી બેસે, એ બીકે એણે તલવારના મ્યાનની દોરી ઢીલી રાખી હતી

એકાએક માણસોનો શોરગુલ સંભળાયો. નજીકમાં તાપણું સળગતું હોય તેમ લાગ્યું. પણ આટલા માત્રથી એ પ્રવાસી ત્યાં જવાને ઉત્સુક ન બન્યો. એને અસૂરું થઈ ગયું હતું. એને તો મજલ કાપી નાખવી હતી. ત્યાં તો બુકાની બાંધેલા, હાથમાં તીર–કમાનવાળા પાંચસાત માણસો એને ઘેરી વળ્યા.

"અરે એ! ફરીદ–ખાંને જોયા?"

જાણે માણસોનું ઘેરી વળવું, પોતાને બિલકુલ ધ્યાનમાં ન હોય, એવા એ પ્રવાસીએ ફરીદનું નામ સાંભળતાં જ એકદમ ડોક હલાવીને પૂછયું,

"કોણ ફરીદ? જોનપુરની પાઠશાળાનો માનીતો વિદ્યાર્થી!"

બોલવાની ઢબ વિચિત્ર હતી. આ બોલનારને પારખવામાં ટોળાને બહુ વિઘ્ન ન પડયું. એમાંના બે કુમાર વયના યોદ્ધા બહાર નીકળી આવ્યા ને બોલ્યા:

" કોણ હેમરાજ ! "

આકાશ પૂરું ધોવાઈ ગયું હતું. હેમરાજને પણ સહુને પારખવામાં વાંધો ન આવ્યો. પણ બીજી આડી અવળી માથાકૂટ પડતી મૂકી હેમરાજે પૂછયું,

" તમે ફરીદ માટે શું પૂછતા હતા ? "

" ફરીદ રાતથી ગૂમ છે. એ આદમખોર શેરનો શિકાર કરવા આવ્યો હતો. તેને શોધ્યો, પણ ન જ મળ્યો. નિરાશામાં ન જાણે ફરીદ કયાં નાસી ગયો હશે ! "

" ફરીદ ન નાસે ! એ શેરના મુકાબલે ગયો હશે. ચાલો, જલદી તપાસ કરીએ. કયાંય જોખમમાં આવી પડયો ન હોય."

આવનાર પ્રવાસી હેમરાજ હતો, એ તો જાણવામાં આવી ગયું. એને પોતાને ઘેરથી નીકળવામાં વિલંબ થતાં, એ ઉતાવળો જોનપુર પહોંચી જવા માગતો હતો. પણ ફરીદનું નામ સાંભળતાં એની ઉતાવળ જાણે અદૃશ્ય થઈ ગઈ. એ પાછો ફર્યો અને ફરીદની શોધમાં નીકળેલ ટોળાનો એ આગેવાન બન્યો.

ગામમાં કે શહેરમાં કેમ ફરવું ને કેમ તપાસ ચલાવવી એ જેમ કળા છે, તેમ જંગલ કે વનમાં કેમ ફરવું ને કેમ શોધ ચલાવવી; એ પણ જાણવા જેવી કળા છે. ચાલાક

શિકારીઓ અને વનવાસીઓને આ વરેલી હોય છે. હેમરાજ આ કળાથી અજાણ્યો નહોતો, કારણ કે એ અચ્છો શિકારી હતો. અને એના ધર્મ પ્રમાણે શિકારની મના છતાં, પોતે એક દહાડો બાદશાહ થવાનો છે; એ મહત્ત્વાકાંક્ષાએ ભયંકર જંગલી જાનવરો સામે શિકાર ખેલી, ઊંડી ભેંકાર નદીઓમાં તરી, કોઈ પણ સાહસને સામે પગલે વધાવી પોતાની તાકાતની પરીક્ષા કર્યા કરતો.

ફરીદને શોધી કાઢવામાં હેમરાજને વાર ન લાગી, પણ લોહીના ખાબોચિયામાં ડૂબેલા ફરીદને જોતાં સિંહ જેવો હેમરાજ ઢીલો થઇ ગયો. એને શંકા ગઈ કે કદાચ ફરીદ આ રાની જાનવર સાથે લડતાં લડતાં જાન ગૂમાવી બેઠો હોય. પોલાદી દિલના મર્દ હેમરાજની આંખોના ખૂણામાં આંસુ ઝળકી ઊઠયાં. એ તરત પાસે દોડી ગયો. એણે લોહીના ખાબોચિયામાં પડેલા ફરીદને બે હાથે ઊચકી લીધો, ને ખોળામાં લઈ એના નાક ને મોં પર હાથ પસારવા લાગ્યો. ધીમો શ્વાસ ચાલુ હતો. હેમરાજે બૂમ મારી : ' અરે, જલદી કરો. '

કૂણાં ઝાડ–પાનની પથારી તૈયાર થઈ. આજુબાજુમાંથી ઘા રૂઝવનારી ને લોહી બંધ કરનારી વનસ્પતિઓ આણવામાં આવી. હેમરાજે બે જણાને અરણીનાં પાંદડાં ચૂંટીને લાવવા કહ્યું. એ જાણતો હતો કે વાઘ કરડ્યો હોય તેના ઉપર અરણીનો પાલો મીઠું સાથે વાટીને બાંધવામાં આવે તો ભારે ફાયદો થાય. પણ મીઠું ! મીઠું કયાંથી લાવવું ? ખિસ્સામાંથી કદાચ સાકર નીકળે પણ મીઠું ન હોય. નજીકનાં ઝૂંપડામાંથી એ મહામહેનતે આણવામાં આવ્યું.

એ વેળા દવાખાનાં નહોતાં. આવી દવાઓ ને આવા દાક્તરો! હેમરાજ અને આખું જુથ ફરીદની સેવામાં લાગી ગયું. હેમરાજનો ચહેરો આ વખતે જોવા જેવો હતો. એ જાણે સહુનો ઓશિયાળો બની ગયો હતો. પણ થોડીવારમાં ફરીદ સળવળ્યો. એને સળવળતો જોતાં જ હેમરાજ આનંદની બૂમ પાડી ઊઠયો. આખું ટોળું પણ આનંદના અવાજો કરવા લાગ્યું.

"હેમરાજ, ફરીદખાં જીવી જશે!"

"શા માટે નહિ જીવે? અમે બે તો બાદશાહ થવા સરજાયા છીએ. પણ આજથી ફરીદને કોઈ ફરીદને નામે બોલાવશો મા! એ તો શેર છે. શેર સામે એકલે હાથે, વગર શસ્ત્રે લડનારો છે. એનું નામ શેરખાં. આજથી હું સહુને ફરી ફરીને કહું છું કે એને ફરીદને નામે હવે કોઈ બોલાવશો મા! પિતાજીને વિનંતી કરીને બંગાળના ધણી પાસેથી પણ આ ખિતાબ તેને અપાવરાવીશ."

મિત્રના પરાક્રમથી મનમાં જાગતો આનંદ હેમરાજ આ રીતે જાહેર કરી રહ્યો હતો.

થોડીવાર પછી તો ફરીદે આંખો ઉઘાડી. હેમરાજ સામે જોયું. હેમરાજના આનંદનો પાર ન રહ્યો. એ એકદમ બૂમ પાડી ઊઠયો.

"મારો શેર! મારો બાદશાહ!"

ફરીદ પોતાનાથી પહેલો બાદશાહ બને, એ વાત જેણે જીવનમાં કલ્પી પણ નહોતી, જેને કલ્પવી પસંદ પણ નહોતી; એણે આજે મિત્રપ્રેમમાં ફરીદને પોતાનો બાદશાહ જાહેર કર્યો.

મિત્રપ્રેમ દીવાનો તે આનું નામ!



## વિદાય

સાજો થયેલો ફરીદ બંગાળના ધણી પાસેથી પણ શેરખાંનું ઉપનામ પામ્યો. હેમરાજ અને શેરખાંની મિત્રતાના બંધ વધુ ગાઢ થયા. એક વાણિયો, બીજો મુસ્લિમ ! પણ બંને વચ્ચે સાચા દિલની બંધુતા હતી. પણ એ એકદિલ બે બંધુઓને હવે જુદા થવાનો પ્રસંગ પાસે આવતો હોય એમ લાગતું હતું.

હેમરાજનું શિક્ષણ લગભગ પૂરું થવા આવ્યું હતું; અને ન પૂરું થયું હોય તો પણ એના પિતાની આજ્ઞા હતી, કે હવે પૂરું કરવું: અને સારા દિવસે દિલ્હી જઈ દુકાન સંભાળવી. પિતાની આજ્ઞા સામે હેમરાજ લાચાર હતો. એણે પિતાને સમજાવવા માટે ત્રણ દિવસમાં જોનપુરથી ઘર સુધીનો કારમો પ્રવાસ ખેડયો હતો. હેમરાજે ગળગળે સાદે વિનતિ કરી હતી, કે પિતાજી, મારે સિપાહી બનવું છે. આ કાંડાનું બળ અને મગજની શક્તિ હિસાબ–કિતાબની વહીઓમાં નથી ખર્ચવી !

પિતાજી રાજ્યરંગના જાણકાર હતા. આખું ભારતવર્ષ શેષનાગની ભયંકર ફણા ઉપર તોળાઈ રહ્યું હતું. જાદવાસ્થળીઓ જામવાના રોજ રોજ નવા વાવડ આવતા. રોજ સમશેરો ઘસાતી, તોપો દગાતી ને આકાશ નવાનવા રંગ ધરતું. બાબરશાહની બેસતી બાદશાહી હતી.

વીરભોગ્યા વસુંધરાનો પૂરો જમાનો હતો. એમાં કોઈ કોમ કે જાત ન જોવાતી. હિંદુ—મુસ્લિમ, દેશી—પરદેશી કાંઈ જોવાતું નહોતું. હેમરાજની ગણતરી હતી કે આવા વખતમાં તો બળ ને બુદ્ધિનો બરાબર લાભ ઊઠાવી શકાય, આંધી, ઉલ્કાપાત કે પ્રચંડ વાવંટોળ સિવાય જૂનાને જડ-મૂળથી ઉખેડી શકાતું નથી, અને નવું સ્થાપન થઈ શકતું નથી. સંક્રાન્તિ કાળ જ સાચો સર્જનકાળ છે.

હેમરાજના પિતા માનતા કે આવા વાવંટોળને વખતે સહુએ, હોય તે જાળવીને બેસી રહેવું. તોફાનમાં ભૂલેચૂકે સપડાઈ ગયા તો પછી ઉગરવાનો આરો રહેતો નથી. માટે धनं अर्जय काकुत्स्थ ! ધન મેળવો ! ધન હશે તો ભલભલો બાદશાહ પણ ખરીદી શકાશે. કહેવતમાં કહ્યું છે, ને કે પહેલો શાહ વાણિયો ને બીજો શાહ બાદશાહ.

હેમરાજની લેશમાત્ર ઈચ્છા નહોતી, કે દિલ્હી જવું ને દુકાન ચલાવવી; છતાં પિતાના વચનને એ ઉથાપવા તૈયાર નહોતો. બીજી તરફ છેલ્લા પ્રસંગ પછીથી એને શેરખાં ( ફરીદ ) પ્રત્યે માન પેદા થયું. એણે વિચાર્યું કે શેરખાં બાદશાહ બને તો ભલે બને ! હું ય બાદશાહી

માટે ઝૂઝીશ તો બંનેનું સામર્થ્ય વહેંચાઈ જશે. એક મ્યાનમાં બે તલવાર નાખવા જતાં રખેને મ્યાન જ તૂટી જાય.

હેમરાજે શેરખાંને પોતાનો આ નિર્ણય જણાવ્યો ત્યારે પહાડ જેવા શેરખાંની આંખોમાં પણ આંસુ ઉભરાઈ આવ્યાં. શેરખાંની કૌટુમ્બિક સ્થિતિ સાનુકૂળ નહોતી. નવી માના ત્રાસે એ ઘેર જઈ શકતો નહોતો. ભર્યા સંસારમાં એનું કોઈ નહોતું. આ પહાડી દિલના માનવીને પ્રેમનું કોઈ પાત્ર હોય તો હેમરાજ હતો.

"હેમરાજ, કેવળ કાંડાબળિયાના મનસુબા તું જાણે છે? કાલે બાદશાહી ન સાંપડી, તો મારી શી દશા થાય? આપણે બંને સાથે રહીશું, સાથે જ લડીશું. હેમરાજ, તારા વગર મારું શું થશે એ કંઈ ન કહેવાય! દેહના ઘા ઉપર મને મલમપટ્ટો લગાડવાની જરૂર હજી નથી લાગી. ગમે તેવો ઘા, મોચી જોડાને જે શાન્તિથી શીવી લે તેવી શાન્તિથી શીવી શકું; પણ દિલના ઘા માટે તો કોઈ જોઇશે ને?" શેરખાંનો દેહ ભલે વજ્રનો હોય, પણ એનું દિલ મીણનું હતું, એ ચોક્કસ જણાઈ આવ્યું.

"શેરખાં, બાદશાહ થનારો આવી કાયર વાતો કરશે? મારા બાદશાહ, જંગલના શેરને કદાચ છૂપાવા બોડની જરૂર હોય, પણ મારા આ શેરને એક ઝાડવાની પણ જરૂર નથી. પિતાજીનું ફરમાન છે, જલદી પાછા ફરી દુકાન પર ધ્યાન દેવાનું. મારે બાદશાહી નથી લેવી. હું તો વાણિયાનો દીકરો! ફરીદ....નહિ નહિ શેરખાં!" હેમરાજ જૂની

આદત મુજબ ઉતાવળથી બોલી ગયો, પણ તરત જીભ કચરી. “ શેરખાં, બાદશાહીનો ધંધો તમારો ! ”

વિદાયની છેલ્લી ઘડી સુધી બન્ને રોતા રહ્યા. આખરે એક સુંદર ઊગતી સવારે જોનપુરની આયુધશાળાના બે મુખ્ય વિદ્યાર્થીની જોડ તૂટી. હેમરાજ અને શેરખાં જ્યારે શબ્દ-વેધની હરીફાઈમાં ઊતરતા, ત્યારે તો આખું ગામ જોવા ઉલટતું. એ બધાએ જ્યારે સાંભળ્યું કે હેમરાજ ધંધાર્થે દિલ્હી જાય છે, ત્યારે બધાના આશ્ચર્યનો પાર ન રહ્યો.




દર્દભરી વિદાય

કમરે તલવાર બાંધી, ખભે તીરકમાન લટકાવી અને હાથમાં લાકડી લઈ જ્યારે જોનપુરની ભાગોળે હેમરાજ આવ્યો

ત્યારે શેરખાંની વજા છાતીમાં ધડાકા થતા હતા. હેમરાજનો ડાઘીઓ પણ સહુને જાણે છેલ્લી સલામ કરતો હોય એમ, એક પછી એક, બધા પરિચિતોના હાથ-પગ ચાટતો હતો.

સૂરજનારાયણ ક્ષિતિજની કોર ઉપર ઊગુ ઊગુ થઈ રહ્યા હતા, કે હેમરાજે શેરખાંની ઉતાવળી વિદાય લઈ પગ ઉપાડયા. શેરખાં અત્યારે બોલી શકે તેવી સ્થિતિમાં નહોતો. શેરખાના હાથ ઉપર ધીરેથી દાંત ભેરવી ડાઘીઆએ પણ વિદાય લીધી.

હેમરાજે પગ ઉપાડયા. પાસેના વડની લટકતી જાડી વડવાઈને પકડી શેરખાં સ્તબ્ધ ઊભો રહ્યો. એની આંખો હેમરાજના દેહ સાથે ચોટીને પ્રવાસ કરતી રહી. આકાર નાનો ને નાનો થતો ગયો, એમ આંખો પણ પાછી હઠવા લાગી.

આખરે શેરખાંની આંખો લેશપણ જોઈ ન શકી, ત્યારે આંસુની દડદડ ધારા ત્યાં વહેતી હતી.

એ દિવસ શેરખાંને એક યુગ જેવડો થઈ ગયો. જાણે હેમરાજની આજે ચિરવિદાય થઇ ગઈ. જીવનમાં પહેલીવાર મિત્રતાની જોડ તૂટી. હવે ન મળવાનું, ન લડવાનું કે ન હરીફાઈ કરવાની ? શેરખાંને લડવા માટે પણ હેમરાજ જોઈતો હતો, બીજા બધા તો એક દાવમાં હારી જતા, ને હેમરાજ તો હારતો છતો ય શેરખાંને હરાવીને જંપતો. સરખે સરખા સાથી વિના સંગ્રામમાં શી મજા ? સામસામા

દાવપેચમાં પણ હેમરાજ વગર કોઈ મજેદાર મુકાબલો ન કરી શકતું !

એને પોતાનું એક મહાસ્વપ્ન વીંખાતું હોય એમ લાગ્યું. હથિયારની હુંફથી માનવી કેટકેટલો જીવી શકે ? હૈયાની હુંફ ન હોય તો પછી જીવન ભારે જ લાગે ને, એમ શેરખાંને આજે જણાયું.

સાંજ થતાં થતાં તો શેરખાં અકળાઇ ગયો. એમાં આજે ગૃહકલેશે વધારો કર્યો. એને આ સ્થાન કડવું વખ બની ગયું. ભૂમિ જાણે જાકારો દેતી લાગી. વસંતની એક સુંદર સંધ્યા ખીલી કે શેરખાં ઘર છોડીને બહાર નીકળી ગયો. જોનપુરના મિનારાઓને જાણે છેલ્લી સલામ કરતો હતો.

ગંગાના તીરે આવી, એક હોડીમાં બેસી એણે હોડીને મધ્ય પ્રવાહમાં ધકેલી દીધી. ન દિન-દિશાનું ધ્યાન ! હોડી ઊછળતી કૂદતી આગળ વધી. એ પણ ઘૂઘવતા પ્રવાહ વચ્ચે સફર કરવા લાગ્યો. પોલાદનાં હૈયાની મોજ પણ પોલાદી જ હોય ! ગંગાના સાગરમાં પાણી ધીરે ધીરે હોડીને તોફાને ચઢાવી રહ્યાં હતાં.

એ દિવસ પછી આઠમા દિવસે જોનપુરની પાઠશાળાના એક નહિ પણ બે વિદ્યાર્થીનાં નામ કમી થઈ ગયાં. હેમ-રાજ દિલ્હી ગયો, ને શેરખાં કયાં ગયો તેનો આઠ દહાડાથી પત્તો નહોતો.

## મોજ કે મુસીબત ?

**ગંગાનાં** નીર સાગરની જેમ ઘૂઘવતાં ને તોફાન કરતાં ચાલ્યાં જતાં હતાં. આથમતા સૂર્યની લાલી ધીરે ધીરે કાળી પડતી ચાલી હતી. શેરખાંની હોડી નિર્બંધ થઈ પાણીનાં મોજાના ચઢાવ–ઉતાર ઉપર કૂદતી તણખલાની જેમ વહે જતી હતી.

હાથમાં નાનું એવું હલેસું લઈ શેરખાં વિચારમગ્ન બેઠો હતો. આથમતા સૂર્યનું, ગંગાનાં તોફાની નીરનું કે એકલ-વાયાપણાનું કંઈ ભાન નહોતું. એ તો કોઈ અકળ વિચારમાં ઊતરી પડયો હતો.

પંચરંગી સંધ્યા પોતાના શ્યામ પાલવમાં મોં છૂપાવી ગઈ, અને એના ઓઢણા ઉપર તારલિયા સતારાની જેમ ચમકવા લાગ્યા. લીલું શ્યામ પાણી કાળું ભમ્મર દેખાવા લાગ્યું.

હોડી અને હલેસાં બેને હવે જાણે કશો સંબંધ રહ્યો નહોતો. ગમે તેવાં બળવાન હલેસાં હોડીને અહીંથી તહીં ખસેડી ન શકતાં. ગાંડાતુર બનીને સાગરને મળવા ધસતા



મર્દની મોજ માણતો ફરીદ

પ્રવાહની સાથે એ પણ ગાંડીતુર બની ગઈ હતી. શેરખાં હલેસું હાથમાં રાખી વિચારમગ્ન બની આકાશ તરફ જોઈ રહ્યો હતો. આગળ ઊંડા પાણીનાં વમળો રાક્ષસી મોં ફાડીને પોતાના પેટાળમાં ગર્ક કરવા માટે, ભૂખ્યા મગરની જેમ દાંત કચકચાવતા ગર્જતા હતા, એની પણ એને પરવા નહોતી.

પઠાણના પુત્ર શેરખાંને તો આવતીકાલે બાદશાહી કેમ હાથ થશે; એની ચિંતા હતી. ત્યાં પોતાનો સમોવડિયો થઈ શકે તેવો, અથવા પોતાનાથી પણ બુદ્ધિબળમાં સવાયો હેમરાજ આજે બાદશાહીના માર્ગમાંથી ખસી ગયો. એણે તો દિલ્હીનો માર્ગ લીધો, અને એ કારણે શેરખાંનો માર્ગ એક રીતે સાફ થયો: ત્યારે ભલા આ શી ચિંતા?

આકાશના તારલિયા સામું જોઈ શેરખાં વિચાર કરી રહ્યો હતો કે ઘનઘોર આકાશ જેવી આ હિંદની પૃથ્વી પર આ ક્ષુદ્ર તારલિયાનાં જેવાં અનેક સામ્રાજ્ય પથરાયેલાં છે. અલબત્ત, તારલિયા અસંખ્ય છે. નાના પ્રાન્તનો જાગીરદાર પણ બાદશાહ બનવાનાં સ્વપ્ન સેવે છે. ભલા, આટલા દુશ્મનોને કેમ શિકસ્ત અપાશે? આટલા ટોળામાંથી મિત્ર અને શત્રુને કેમ પારખી લેવાશે? શેરખાં આકાશ સામે એકીટશે જોઈ રહ્યો.

ત્યારે શું બીજા દેશમાં પરાક્રમ અજમાવવા ચાલ્યા જવું? ભલા, સિંહને પોતાનો ને પારકો દેશ કેવો? એ તો જ્યાં જાય ત્યાં બધું પોતાનું જ કરી લે! શેરખાં ઉગ્ર બનતો જતો હતો. પાણીનો પ્રવાહ પણ એને અત્યંત જોખમભરી જગાએ ખેંચી જતો હતો, એનું એને ભાન નહોતું.

એ વિચારમગ્ન હતો.

જ્યાં જન્મ ધર્યો, એ જન્મભૂમિને તજી દેવી? જે પાણી, પવન ને માટીથી દેહ બંધાયો; એને છોડી બીજે ચાલ્યા જવું? શેરખાં, તું મૂર્ખ છે! શેરખાંએ મનમાં ને મનમાં પોતાને ગાળ દીધી.

એવામાં આકાશમાં ચંદ્રની ઝીણી રેખા ઊગી. એને જોતાં જ શેરખાં એકદમ સાવધ થઈ ગયો ને ઉત્સાહમાં આવી ગયો, અરે! એકાદા ચંદ્રની રેખ આગળ આ તારલિયા બિચારા ઝાંખા પડયા; તો પછી હું ચંદ્ર બનું તો? હેમરાજ તો ઘણીવાર વાત કરતો કે રાજાએ તો પૂર્ણચંદ્ર

જેવા જ બનવું જોઈએ. સૂર્યનો પ્રખર તાપ તો લોકો ન જીરવી શકે. પ્રજા તો ગરીબ ગાય લેખાય. ચંદ્રની પાસે તો લોકો આપ મેળે પોતાનાં મન ને મંદિર બન્ને ખુલ્લાં મૂકે! પૂર્ણચંદ્ર જેવો રાજા ભલે ટૂંકી બાદશાહી માણે, પણ પ્રજા એને નહિ ભૂલવાની.

ભૂખ્યા મગર જેવા દૂર દૂર રહેલા વમળોની ઘૂમરીનો અવાજ હવે કાને પડતો હતો. ચપળ શેરખાંના કાનોએ આ ચેતવણીનો સૂર ઝડપી લીધો. હોડી તો પૂરપાટ ધસ્યે જતી હતી. શેરખાંએ હલેસાં હાથમાં લીધાં ને જોરથી હોડીને ઘુમાવવા મહેનત કરવા માંડી. હલેસાંનાં બળથી હોડી કેટલીકવાર પ્રવાહ બહાર નીકળે, પણ પાછી તરત જ ચકરડી–ઘૂમરડી ખાઈ ને પ્રવાહ ભેગી થઈ જાય!

ખરો કટોકટીનો વખત હતો. બે એક ક્ષણ વધુ વીતે ને પછી તો ક્યાં હોડી, ક્યાં હલેસું ને ક્યાં શેરખાં! ભલભલા તરિયાથી પણ પત્તો નહિ લાગે! શેરખાંએ સમય પારખ્યો. અચ્છો શિકારી સાહસમાં ઝૂકાવતાં પહેલાં જેમ ચારે તરફ એક દૃષ્ટિથી સિંહાવલોકન કરી લે, એમ એણે એક વાર ચોગમ નજર ફેરવી જોઈ.

દૂર દૂર ઝાંખો દીવો બળતો હતો. શેરખાંએ જોરથી હલેસું મારી હોડીને પ્રવાહ બહાર વાળી ને હોડી જેવી ફરી કે તરત પાણીમાં ધુબાકો માર્યો. ગાંડા માણસની માફક હોડી તો પાછી ચકરડી ખાઈ પ્રવાહમાં ખેંચાઈ ગઈ ને એક ક્ષણમાં તો ન જાણે ક્યાંની ક્યાં ગાયબ થઈ ગઈ!

શેરખાં ગંગાસાગરના મધ્ય પ્રવાહમાં હતો. જીવન-મૃત્યુનો જંગ હતો. એને એકલા હાથે પાણી કાપવાનું હતું. એના જીવનમાર્ગનો આધારભૂત પેલો ટમટમ બળતો દીવો હતો. ગંગાનાં નીર તો કોઈની લાજ-શરમ રાખતાં નહોતાં. અને શેરખાં જેવો જુવાન પણ ક્યાં કાચી છાતીનો હતો! એણે સડસડાટ પાણી કાપવા માંડયું. હાથીની સૂંઢ સરખા એના હાથ થાકતા નહોતા.

દૂર દૂર દેખાતો દીવો હવે નજીક આવ્યો હતો. એ એક મોટું, અનેક શઢોવાળું નાવ હતું. ગંગાના પ્રવાહમાં ફરતા લૂંટારાઓનું એ હતું. પાસે જતાં શેરખાંની ચકોર આંખોએ જોઈ લીધું કે એવા નાના કેટલાય દીવા ત્યાં તબકતા હતા. તરવાનો ખૂબ અવાજ થતો હતો. શેરખાંએ તરવાની પદ્ધતિ બદલી; અને લેશ માત્ર અવાજ કર્યા વગર આગળ વધવા લાગ્યો. લગભગ હોડીની નજીક આવી ગયો.

ત્યાં તો કોઈની ચાલાક આંખ શેરખાંને જોઈ ગઈ. ધડામ લઈને પાણીમાં પડવાનો અવાજ થયો. થોડીવારમાં જ જણાયું કે એ તો હોડીનો રક્ષક કૂતરો હતો. એ ધીરે ધીરે ભસતો ભસતો પાણી કાપતો કાપતો આગળ ચાલ્યો આવતો હતો. કૂતરાનો આખો દેહ પાણીમાં હતો, પણ પાણી બહાર રહેલા તેના મોઢા પરથી એ પરખી ગયો કે આ કૂતરો ભયંકર જાતનો છે ને આવા કૂતરા જંગલમાં દીપડા સામે ને પાણીમાં મગરમચ્છ સાથે પણ ટક્કર લે છે.

ભય કે બીક, એ તો શેરખાંના જીવનમાં નહોતાં. એ તો દુશ્મન બળવાન છે કે નબળો એ જાણવા પૂરતી ચિંતા

કરતો, અને જેવો દુશ્મન હોય તેવી રીતે સામનો કરવા તૈયાર રહેતો. શેરખાંના હાથ થાકયા હતા. નીચે ગંગાનાં નીર પાંચ પાંચ માથોડાં ઊંડાં ને જોખમ ભર્યાં હતાં, છતાં મર્દ શેરખાંએ તરત જ ઝડપથી ડૂબકી મારી ને ઉતરી ગયો પાણીના ઘનઘોર પેટાળમાં!

કૂતરો દુશ્મનને ગાયબ થયેલો જોઈ ચારે તરફ જોવા લાગ્યો. એટલામાં તો એને કોઈ પાણીમા ખેંચતું લાગ્યું.



કૂતરાને કો'ક પાણીમાં ખેંચતું હતું

કદાચ મગર હોય. કૂતરાએ પાણીમાં ઝાવું માર્યું. તરત મોં પકડાઈ ગયું. પહાડી કૂતરો પાણીથી બહાર નીકળવા જેમ જેમ પ્રયત્ન કરવા લાગ્યો, એમ એમ પાણીમાં ઊંડો ઊતરવા લાગ્યો. ક્ષણવારમાં શ્વાસ ન લઈ શકાવાથી એની હોજરીમાં પાણી ભરાવા લાગ્યું. એ બળવાન પ્રાણી આખરે નિશ્ચેતન થઈ પાણીમાં ડૂબી ગયું, અને તરત એનું પ્રાણ વગરનું ઢમઢોલ શરીર પાણી ઉપર તરવા લાગ્યું.

બીજી તરફ એકદમ શેરખાંએ પાણી બહાર ડોકું કાઢયું. અરે, કૂતરાને પાણીમાં ડુબાડી દેનાર જ આ બહાદુર જુવાન હશે ? પણ એ છુટકારાનો દમ ખેંચવા જાય છે, ત્યાં તો હોડીની બાજુથી પંદરેક કૂતરા અર્ધચંદ્રાકારે તરતા તરતા શેરખાંને ખાઈ જવા ધસી આવતા હતા !

આફત પર આફત !

## હેમુ અને હવા

**પંદર** પંદર શિકારી કૂતરાઓની વચ્ચે ઘેરાઈ ગયેલા, લોહી નીગળતા શેરખાંને કૂતરા ખાઈ ગયા કે એ ડૂબીને મરી ગયો; એના કંઈ સમાચાર દિવસો થયાં મળ્યા નથી. જોનપુરની શાળાના દફતરમાંથી એનું નામ કમી થઈ ગયું છે. એનાં મા-બાપને પણ ખબર મળ્યા છે, કે તમારો ફરીદ શેરખાં બન્યા પછી ફરી ગયો હતો: ને અહીંથી ગયો એ દિવસથી હજી પાછો ફર્યો નથી.

ફરી એક વાર શેરખાંના નામ ઉપર વિસ્મૃતિનો શ્યામ પડદો વીંટાવા લાગ્યો અને કેવળ દિલ્હીની બજારોમાં વેપાર કરતા એક વણિકવીરના હૃદય સિવાય એ કયાંય જીવિત છે; એમ કોઈ આશા ધરતું નહોતું. એ વણિકવીર વેપારની આડી-અવળી ગૂંચોમાં પણ જોનપુરના પોતાના સહાધ્યાયોને નહોતો ભૂલ્યો. પૈસો ઠીક ઠીક ભેગો થયો હતો; પણ ઘરમાં ટાંગેલી ઢાલ ને તલવાર એના જીવને બાળ્યા કરતી હતી. શબ્દવેધમાં કુશળ બનેલા એના કાન ને હાથ વેપારમાં મહામહેનતે પરોવાતા.

એના પિતાએ એનું મન રાજી રહે, એ માટે તત્કાલીન શસ્ત્રો લાવી આપ્યાં હતાં. એમાં લાંબી નાળવાળી-રૂપાના

ચામડા જડેલી બંદૂક હતી. સિરોહીની પાણીદાર સમશેર હતી. ઝેરી તીરો ને કાતીલ કટારી પણ એમાં હતાં. ઘોડેસવારી માટે એક અરબી અશ્વ લાવવાની પિતાજીએ ઇચ્છા જાહેર કરી હતી, પણ હેમરાજને નાનપણથી અશ્વ તરફ કંઈક અણગમો હતો. અને એના મિત્રો એના કારણ તરીકે કહેતા કે એ વાણિયો છે. પણ હેમરાજ એનો જવાબ વાળતાં કહેતો કે ઘોડાની સવારી મને પસંદ નથી, એટલે શું હું ઘોડેસવારી નથી જાણતો? પારખું કરવું હોય ત્યારે આવજો. અવાર-નવાર હેમરાજ સહેલ કરવા બહાર નીકળી જતો.

પણ હવે તો એનાં લગ્ન થયાં હતાં. મારવાડની મદભરી માનુની એના ઘરમાં આવી હતી. પિતા સમજતા હતા; કે પુત્રના પગમાં હવે બેડી પડી. નાસભાગના મનસૂબા એ છાંડી દેશે. હેમરાજ પણ કરોળિયાની જાળમાં ફસાયો હોય તેમ દેખાતો હતો. ભલા ધન મળ્યું, માન મળ્યું, સુંદર સ્ત્રી મળી: પછી દુનિયામાં નાહક કોણ હેરાન થાય છે? 'રણ-મેદાનોમાં તે કંઈ લાડવા દાટ્યા છે!

છતાં હેમરાજ એ હેમરાજ હતો. વારંવાર પિતાને કહેતો કે માણસનું ખરું બળ એનું શરીરબળ અને પ્રજાની ખરી તાકાત એની લડાયક શક્તિ. ગમે તે ધંધો કરો, પણ વખત પડે તલવાર બાંધવા તૈયાર રહો.

હેમરાજની વાત સાંભળી સહુ હસતા.

એવામાં એક નવી વાત બની. લંકા તરફના કેટલાએક વૈરાગીઓ ચાર પાંચ હાથી સાથે દિલ્હીમાં આવ્યા. એ

હાથીમાં એક નાનો બાળ હાથી હતો. ધોળો ધોળો ઈંડા જેવો. દેખાવડો પણ ઘણો. ચંચળ પણ એટલો. છેલ્લા વખતથી દેશકાળ ખરાબ આવવાથી આ બાવાઓ ખાવા–પીવાની અછતથી કંટાળી, એકાદ બે હાથી ઓછા કરવા માગતા હતા.

એમની હડફેટે શેઠ હેમરાજ ચડી ગયા. બાવા ભારે હોશિયાર હતા. એમણે શેઠનો સાહસિક સ્વભાવ જોઈ, તે જાતની વાતો કરવા માંડી. "અરે શેઠ, આની મા તો ભારે જબર હતી. ઠેક પેગુથી એક જમીનદાર પાસેથી લાવેલા. ભારે ખમીરવાળી: બાદશાહ બાબર સામે લડેલી: અરે, એક વખત તોપનો ગોળો એની આંખમાં વાગેલો ને આંખ ફૂટી ગઈ: પણ જે દોડી, જે દોડી, તે તોપનો ને એના ચલાવનારનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. આખું લશ્કર ધ્રૂજી ગયું. શેઠજી, એનું આ સંતાન. પુત્રનાં લક્ષણ પારણામાંથી. ભલભલા સિંહ–વાઘની ભુમાભૂમ પાસે એનું રૂંવાડુંય ફરકતું નથી. તમારા જેવા એને મળે તો ભારે નામના કાઢે હો.

"લંકાનો એ રહેવાસી છે. બડો આઝાદ મિજાજનો છે, સાથે અદબમિજાજી પણ છે. એની સાથે તમે જેટલો પ્રેમ કરશો, એટલો એ તમારી સાથે પ્રેમ કરશે. આજ્ઞાપાલનમાં હાથીનો દુનિયામાં જોટો નથી, શાહજી!" વેરાગીઓએ હેમરાજને આ વાતમાં રસ લેતો જોઈ કહ્યું: ને વળી આગળ ચલાવ્યું:

"શાહજી, આ મકના હાથીને કેવી રીતે કેળવ્યો છે, એ જાણો છો? બાળકો માટે નિશાળો હોય છે, ને ત્યાં

હોશિયાર માસ્તરો હોય છેઃ પણ જંગલી જનાવર માટે કોઈ ઠેકાણે નિશાળ સાંભળી ? ભયંકર જંગલ ને ખીણો એ એની નિશાળ અને અમે એના ઉસ્તાદ. જો જરા જેટલી ભૂલ થઈ કે ભણાવનાર જીવનો જાય, એવો આ નિશાળીઓ. મકનો નાનો હતો, ને એની મા મરી ગઇ. પછી તો ભારે અલ્લડ બની ગયો. કોઈનું કહ્યું ન માને. નદી, તળાવ કે ખાબો-ચિયામાં સવારથી બેસી રહે તે સાંજ સુધી. મીઠાં વાંસનાં જંગલના રસ્તાની એને ખબર હતી. આડોઅવળો થઈ ત્યાં નાસી જાય. કોઈના કહ્યે પાછો વળે નહિ. અમે તો ભારે કંટાળ્યા. નક્કી કર્યું કે થોડા દહાડા વધુ મહેનત કરવી ને જો ન કેળવાય તો જંગલમાં તગેડી મૂકવો.

" પછી તો અજજડ નિશાળિયાની જેમ–એની સાથે અમે કડક હાથે કામ લેવા માંડ્યું. બે મોટાં મજબૂત ઝાડની વચ્ચે મુશ્કેટાટ બાંધ્યો, શું જોર કરે ? શું જોર કરે ? હમણાં ઝાડ ઊખેડ્યાં કે ઉખેડશે ? હમણાં રસ્સા તોડ્યાં કે તોડશે ? ચાર દહાડા ખાવા ન દીધું—કેવળ દિવસમાં બે વાર બે ડોલ ભરીને પાણી આપ્યું. ભાઈસાહેબ ચિડાયેલા, એટલે બધું પાણી સૂંઢમાં ભરી લીધું ને પછી અમારા પર જોરથી ઉડાડ્યું. અમારાં કપડાં પલળી ગયાં ને આંખો ભરાઈ ગઈ. અમે વધુ કડક બન્યા. પાણી જ આપવું બંધ કર્યું, તો ગળામાં સૂંઢ ઘાલી, એમાં થૂંક ભરી ઉડાડવા માંડ્યું. અને પાણી ન મળવાથી થૂંક સુકાયું, એટલે ધૂળ ઉડાડવા માંડી. અમે તો ભાઈ, કંટાળ્યા. આ અલ્લડ વિદ્યાર્થીને નવ ગજના નમસ્કાર કર્યા." વેરાગીઓએ વાતને ભારે ચગાવી હતી.

હેમરાજ આવી વાતનો રસિયો હતો, અને એને રસિક જોઈ વેરાગીઓ પણ રસિક બન્યા. એમની નજરમાં સોના–માણેકનાં ઘરેણાંથી સુશોભિત શેઠીઓ વસી ગયો હતો.

" તમને શું કહું ? જો બીજા ચોવીસ કલાક વીતી ગયા હોત ને અમારા મોટા ઉસ્તાદજી આવી પહોંચ્યા ન હોત: તો આ મકનો અત્યારે ન જાણે કયા જંગલમાં અથડાતો હોત, ને બાળપણથી શહેરમાં રહેલાને જંગલના એના જાત-ભાઈઓએ જ ભારે ઘૃણાથી દંતૂશળ પરોવી મારી નાખ્યો હોત. પણ અમારા ઉસ્તાદજી ખરા ટાણે આવી પહોંચ્યા. એમણે કહ્યું : ' એ તો સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ઘમઘમ, ' માર આગળ તો ભૂત પણ ભાગે, ને એમણે જંગલ-માંથી સારા મજબૂત વાંસ મંગાવ્યા. મંગાવીને અમને કહ્યું કે આડું અવળું જોયા વગર બે હાથમાં વાંસ પકડીને એકદમ મારવા મંડો ! અમે તો ધોબી લૂગડાં ધોવે એમ એને ધોઈ નાખ્યો. મારતાં અમારા હાથ થાકયા, તોય ઉસ્તાદજી કહે, હજી વધુ પુષ્પાંજલિ આપો. કાચું કામ ન રાખશો. એક વારમાં પતાવી દો. ભાઈ, અમારી સ્થિતિ વિચિત્ર થઈ, મનમાં દયા ને હાથમાં લાઠી !

" થોડીવારે ઉસ્તાદજીએ અમને સહુને ત્યાંથી ખસી જવા કહ્યું. મકનો તો આગ જેવો ગરમ બનીને, સૂંઢ ઉગા-મીને ઊભેલો. કોઈ નજીક આવે તો ચગદીને રોટલો બનાવી નાખે: પણ ઉસ્તાદજી તો ડર્યા વગર આગળ વધ્યા. અમે ઘણી ના કહી, પણ એ ન માન્યા. અમે કહ્યું, સાક્ષાત યમના મોંમાં ન જશો, પણ એ તો જમાનાના ખાધેલા. આવા તો

કેટલાય હાથીઓને સીધા દોર કરી નાખેલા. પાસે જઈ ને એની સૂંઢનો માત્ર છેડો પહોંચી શકે તેટલે દૂર ઊભા.

"મકનાએ તો ઝાવું નાખ્યું, પણ ઉસ્તાદજી એમ એના પંજામાં આવે તેમ નહોતા. બીજીવાર, ત્રીજીવાર એમ કેટલીય વાર ઝાવાં નાખ્યાં, પણ આખર એ થાકયો. એ થાકેલો જણાયો ત્યારે એમણે પોતાનો હાથ લાંબો કર્યો ને હથેળી પહોળી કરી. હથેળીમાં કાળું કાળું કંઈ હતું. મકનાએ તો પહેલાં રોષમાં હથેળીની વસ્તુ તરફ પણ ન જોયું, પણ ઉસ્તાદજી મીઠી મીઠી ભાષા બોલી એને લોભાવી રહ્યા હતા. ખચકાતાં, ખચકાતાં મકનાએ સૂંઢ લાંબી કરી, બેપરવાઈથી પેલી ચીજ લીધી ને મોંમાં મૂકી.

"ફરીવાર સૂંઢ લાંબી કરીને પેલી કાળી ચીજ લીધી, પછી તો એને 'ટેસ' પડી ગયો. ઉસ્તાદજી ધીરે ધીરે નજીક સરી રહ્યા હતા. અમને તો લાગ્યું કે ઉસ્તાદી બતાવતાં ભલા માણસ માર્યા ન જાય, પણ વાહ ! ભાઈ વાહ ! પેલો યમનો ભાઈ બનેલો મકનો પણ સ્વાદિષ્ઠ ખાવાનું મળતાં રિસાળ નિશાળીઆની જેમ મનાઈ ગયો હતો. ઉસ્તાદજી મોંએથી મીઠું મીઠું બોલતા એની સૂંઢને પંપાળી રહ્યા.

" શાહજી, એ તો મેતના સાટેનો માલ. ઉસ્તાદજીએ પોતાના બે હાથી બે બાજૂ લાવીને ખડા કરવાનું કહ્યું. બંને આઠ આઠ ફુટ લાંબી દંતાવળ વાળા આફ્રિકાના હાથી હતા. હાથી ધીરેથી બે બાજુ જઈ ને ખડા રહ્યા, એટલે ઉસ્તાદજી છલંગ મારી મકના પર ચઢી ગયા, પછી પાછી પેલી વસ્તુ

ખાવા આપવા લાગ્યા. એને બાંધેલાં દોરડાં છોડી નાખ્યાં, ને જમણા કાનની ઉપર પોતાના જમણા પગનો અંગૂઠો ભરાવી કહ્યું : " મલી."

" મલી એટલે આગળ વધ ! મકનો–સ્વચ્છંદી મકનો ન જાણે કેમ પણ–મારથી કે મિષ્ટાન્નથી વશ થઈને આગળ ધપ્યો. વચમાં વચમાં વળી એનો જૂનો તોફાની સ્વભાવ જાગી ઊઠતો—પણ નિશાળના મોનીટર જેવા પેલા બે આફ્રિકાના હાથી પોતાના લાંબા દંતુશળ બતાવી એને તરત ડાહ્યો બની જવા ફરજ પાડતા. પછી તો ઉસ્તાદજીના પગનો અંગૂઠો કાન ઉપર અડયો કે તરત મકનો સૂચના મુજબ દિશામાં વળી જાય. ' ધત ' કહેતાંની સાથે ઊભો રહી જાય. ' મલી ' કહેતાંની સાથે ચાલવા લાગે. થોડા દહાડામાં તો અંકુશની પણ જરૂર ન રહી.

" એક વાર ઉસ્તાદજીએ, આપણે ગાયના ગળામાં જેમ દોરીથી બાંધીને લાકડું લટકાવીએ છીએ એમ, મોટું લાકડું ગળા સાથે રસીથી બાંધી મકનાના બે પગ વચ્ચે છૂટું મૂક્યું."

" એ શા માટે ? " હેમરાજે વચ્ચે પ્રશ્ન કર્યો : " વગર કારણે કોઈને હેરાન કરવો એ ઠીક નહિ. "

" કારણ વગર કંઈ નહિ, સકારણ જ. એ લાકડું એને પગમાં પડ્યું એટલે હાલવામાં વિઘ્ન નડવા લાગ્યું. એણે ઉપાડીને સૂંઢમાં અદ્ધર તોળી લીધું, ને સૂંઢમાં લઈને નિરાંતે હરવા–ફરવા લાગ્યો. ઉસ્તાદજી કહે, હવે આ ભારે વજન ઊચકતાં શીખી જશે. ભાઈ, વજન ઊચકવાની આદત પાડવા

માટે એમણે આ રસ્તો લીધો હતો, અને એ રીતે વજન ખેંચતાં પણ શીખવ્યું."

"પણ પેલી વસ્તુ–જે મકનાને ખવરાવી, એ શું હતી? કંઈ મંતર-જંતર જેવું?" હેમરાજે પોતાના દિલના કુતૂહલને પ્રગટ કર્યું.

"જંતર મંતર તો શું, પણ દિવસો સુધી અમને પણ એના વિષે ભારે અચરજ રહી હતી. અમે પણ માનતા હતા કે કંઈ ટુચકો કે કંઈ કેફી પદાર્થ હશે. ઉસ્તાદજીએ પહેલાં કંઈ ન બતાવ્યું. કંઈ પૂછીએ તો કહે, એ તો વાટયું ઓસડ, ને મુંડયો જતિ, એમાં તમે ન સમજો! પણ અમે જયારે ખૂબ સેવાચાકરી ત્યારે એ વસ્તુનું નામ દીધું." અહીં વેરાગીએ ચલમ સળગાવી ને વાત થોડી વાર થોભાવી.

હેમરાજની ઉત્સુકતા ખૂબ વધી ગઈ હતી. એણે કહ્યું: 'મને નામ દો. એ જાણવાની ખૂબ ઇંતેજારી છે."

"શેઠજી, એ તો કજ્યો કોયડો કોડીનો," ને ખંધો વેરાગી ફરી ચલમના દમ પર દમ મારવા લાગ્યો: અને એ રીતે ઇંતેજારી વધારવા લાગ્યો.

"એ કોયડો કેવો? એ વસ્તુ શું? મને મહેરબાની કરીને કહો, વેરાગીજી!"

"અરે, ભાઈ, કહીશું એટલે ભરમ ચાલ્યો જશે. અમારા ગુરુ બહુ બડા વૈદ હતા: એ કહેતા, કે ઓસડ આપજો, ઓસડનું નામ ન આપશો: નહિ તો દરદીની શ્રદ્ધા તૂટી જશે."

"શ્રદ્ધાની વાત નથી, મારે એ અદ્‌ભુત વસ્તુનું નામ જાણવું છે."

"એનું નામ? સાંભળવું છે?" વેરાગીએ ફરી દમ ભર્યો ને અંતે કહ્યું: "શાહજી, એનું નામ ગોળ. હાથીને ગોળ બહુ વહાલો હોય છે. વાંસનાં કૂણાં પાન પર તો એ મરી પડે, પણ ગોળ પાછળ તો એ ગાંડો છે."

ગોળ! હેમરાજને આશ્ચર્ય થયું.

આ પછી તો શેઠજી વારંવાર એની મુલાકાત લેવા લાગ્યા. એમનાં તીર–કમાન ને તલવારનાં સ્વપ્નોમાં હવે આ મહાકાય પ્રાણીનો ઉમેરો થયો. ઘોડા કરતાં હાથી વાહન તરીકે શું ખોટો? અરે, બાદશાહ બાબર પણ આ ગજસેનાને જોઈ મોંમાં આંગળી નાખી ગયો હતો. ફરીથી હેમરાજને રણમેદાનનાં સ્વપ્ન સતાવવા લાગ્યાં. એ રોજ નિયમિત આવે અને નાના મકના માટે ઘેરથી મોદક લાવે. મકનાને પણ આ જુવાનિયો ભાવી ગયો. હેમરાજ આવે એટલે એ સૂંઢ ઉપાડી, ધીમા વિચિત્ર નાદે એનું સ્વાગત કરે. હેમરાજ એને પંપાળે ત્યારે એ પોતાની ઝીણી પીળી આંખો એવી પટપટાવે કે જાણે એમ લાગે કે એ દોસ્તી કરવા માગે છે.

એક દહાડો વેરાગીએ વાત કાઢતાં કહ્યું: "શાહજી, જમીન પર રહેનારાં જાનવરોમાં સહુથી સરસ તરવૈયો હાથી! બબે ચાર ચાર જણને પીઠ પર લઈ છ છ કલાક ભલભલી ગંગામાં ઘૂમે, અને તમને સાંભળીને આશ્ચર્ય થશે કે પહાડના સીધા ચઢાવ પર ઘોડો પાછો પડે, ઊંટ પાછો પડે, પણ હાથી તો સડસડાટ ચઢી જાય."

"એમ, તો આ હાથી મને વેચશો ?"

"શા માટે નહિ ! અમારા કરતાં તમારે ત્યાં વધુ સુખી થશે. જરૂર, આપશું શેઠજી !"

પિતાજી બહારગામ હતા. વેરાગીઓને જવાની જલદી હતી. હેમરાજે માગ્યા મૂલે એ નાનો મકનો હાથી ખરીદી લીધો. પેઢી પરથી પૈસા પણ આપી દેવાયા.

વેરાગીઓ ચાલ્યા ગયા. હેમરાજ હાથી લઈને ઘેર આવ્યા, પણ તરત જ એક મૂંઝવણ ઊભી થઈ. એને બાંધવો કયાં ? મકાનોનો તૂટો નહોતો. વખારો પણ ખૂબ હતી, પણ એમાં આ પહાડ કેમ સમાય ? તો પોતાના મિત્રને કંઈ રઝળતો રહેવા દેવાય ? માતાએ ચિડાઈને કહ્યું: "જા, એને પાંજરાપોળમાં મૂકી આવ."

પણ હેમરાજ એમ હિંમત હારે તેવો નહોતો. જો એ પાંજરાપોળમાં જાય તો પોતાનું સ્થાન પણ ત્યાં જ સમજવું. આખરે તત્કાલ કંઈ બંદોબસ્ત ન થાય ત્યાં સુધી, બંનેએ દિલ્હીની બહાર એક મેદાનમાં રહેવાનું ઠરાવ્યું. હેમરાજજીએ એક માવત એની સેવા માટે રાખ્યો: પણ મોટે ભાગે પોતે જ એની દેખરેખ રાખતા. પેઢી પરનો કામકાજનો સમય ને ઘેર ભોજનનો સમય, એ સિવાય બધો વખત મકનાની સેવામાં.

મકનાનાં રૂપ-રંગ પણ જોતજોતામાં ફેરવાઈ ગયાં. કયાં પેલો ભૂખડી બારશ મકનો ને કયાં આજનો શ્રીમંતાઈમાં પડેલો મકનો ! એની દમામદાર ચાલ, એની ચિતરા-

મણવાળી સૂંઢ, સોનાનો ચૂડો જડેલી દંતાવળ, પીઠ પર જરિયાની ચંદરવો, પગમાં સુંદર ઘૂઘરમાળ!

પણ એક દહાડો અચાનક મકનાની પરીક્ષા પણ થઈ ગઈ. એ દહાડે એણે આજ સુધી માલપાણી મફતિયાં ખાધાં કે સાચાં ખાધાં, તેની ખાતરી પણ થઈ ગઈ. દિલ્હીથી થોડે દૂર મોગલો અને અફઘાન લૂંટારાઓ વચ્ચે ભારે ઘમસાણ મચી ગયું. ભયંકર અવાજો ને દારૂના ધૂમાડાથી દિશાઓ આંધળી થઈ ગઈ. પણ મોગલોને પીછેહઠ કરવી પડી. એમની એક તોપ શત્રુ-પક્ષમાં જઈ પડી. એ તોપ ભારે ઉપયોગી હતી, ને જો શત્રુના હાથમાં જઈ પડે તો ખૂબ નુકશાન થાય તેમ હતું.

એ તોપને દારૂનો ધૂમાડો વિખરાઈ ન જાય તે પહેલાં આ તરફ ખેંચી આણવી જરૂરી હતી. ઘણા હાથીઓને આગળ ધકેલ્યા પણ સામેથી વરસતા ગોળીઓના વરસાદમાં બધા ડરીને પાછા હઠયા. આ વેળા સહુને શેઠ હેમરાજ યાદ આવ્યા. એ આવા સાહસોના શોખીન છે, તે વાત બધા જાણતા હતા.

અને વાત પણ સાચી હતી. શેઠ હેમરાજને નોતરાની જ જરૂર હતી. જમણના નોતરાએ જમવા ન જાય, બાકી લડાઈના નોતરે લડવા જાય તેવા હતા. તેઓ મકનાને લઈ રણમેદાન પર આવ્યા.

બંને પક્ષ તરફથી તોપો ફૂટતી હતી, જીવનું જોખમ હતું. પણ એમ જીવને જાળવી રાખવામાં એ વેળા કોઈ ન માનતું. શેઠ હેમરાજ તો લોઢાનું બખ્તર (પાખર)

મકનાના દેહ પર ને લોઢાનો હોદ્દો પીઠ પર મૂકી ભગવાનનું નામ લઈ મકનાને હાંક્યો.

સહુનાં દિલ ધડકી રહ્યાં. થોડીવારમાં તો વાદળના ગટાટોપમાં મકનો અને હેમરાજ અદૃશ્ય થઈ ગયા. કામ જીવસટોસટનું હતું, પણ ડરે એ બીજા!

જે પળો વીતતી હતી, તે દિલ ધડકાવનારી હતી. એટલામાં તો વાદળના ગોટા વચ્ચે આંધિ ચઢી આવતી હોય તેમ લાગ્યું. ઘડી ભર બધાને દહેશત લાગી. પણ ત્યાં તો હેમરાજનો મકનો હાથી—હવા જેમ તણખલું ખેંચી લાવે તેમ-તોપને ખેંચતો આવી રહ્યો હતો. ઉપર હેમરાજ સ્વસ્થ ચિત્તે બેઠો હતો. સહુએ જયજયનાદ કર્યો. મોગલ સૈનિકો આફરીન પોકારતા કહેવા લાગ્યા:

"અરે, આ તે હાથી છે કે હવા! વાહવાહ, પહાડ જેવા શરીરને કેવું એ 'હવા જેવું' હલકું બનાવી શકે છે: ને આ હેમુજી! મર્દનો બચ્ચો! ખરેખર કહેવતમાં કહ્યું છે, કે હિંમતે મર્દાં તો મદદે ખુદા તે આનું નામ!"

સનિકોમાં હેમરાજજી હેમુજીના ટૂંકા નામે પંકાઈ ગયા, ને મકનો 'હવા'ના નામે. તોપ મળી આવતાં ફરીને લડાઈ નો રંગ પલટાઈ ગયો. મોગલો જીતી ગયા.

આ દરમ્યાન હેમરાજજીના પિતા શેઠ રાજપાલજી ઘેર આવી પહોંચ્યા હતા. તેઓ હેમરાજે પાળેલા હાથીની વાત સાંભળીને ખિજાયા. અરે, આ છોકરો વેપલો શું ખેડશે?

ભારે રેઢિયાળ છે! થોડીવારમાં હેમરાજ પણ આવ્યો. દારૂના ધુમાડાની અસરથી એનું ગૌર મોં શ્યામ પડી ગયું હતું.

"હેમરાજ!" પિતાએ બૂમ પાડી, " કૂતરાની પૂંછડી સો વાર ભોંયમાં ઘાલો તોય વાંકી ને વાંકી! આ ચાળા મને નહીં પાલવે."

પણ પિતાજી કંઈ આગળ બોલે ત્યાં તો હેમરાજજીનો જયજયકાર બોલાવતું ટોળું દરવાજા પર આવ્યું. તેઓએ હેમુજીએ અને હવાએ બજાવેલી કામગીરીની ભારે પ્રશંસા કરી: ને ધન્યવાદનાં પુષ્પો વેર્યાં.

રાજપાળજી હવે આગળ શું બોલે? ઠપકો દે કે પ્રશંસા કરે? તેમણે ધીરેથી મનમાં કહ્યું: 'અરે, આ લોકો આમ કરીને હેમરાજના રણમેદાનના આશક ભેજાને ફેરવી નાખશે.'

રાજપાલજી કંઈ ન બોલ્યા. બલ્કે તેઓને આડકતરી રીતે પુત્રની પ્રવૃત્તિને ઉત્તેજન આપવું પડ્યું. એના પ્રિય હાથી 'હવા' માટે મોટું છાપરું બાંધી આપ્યું, ને એને નિયમિત ઘાસ—પાણી મળે તેવી વ્યવસ્થા કરી.

બીજી તરફ પેઢીનું કામ પણ વધાર્યું, રજપૂત રાજાઓના અંતઃપુરોમાં કે મોગલ જનાનખાનામાં હેમરાજને ઝવેરી તરીકે મોકલવા માંડયા. પુત્રનું મન કેમ પલટાય, એ તરફ પિતાનું લક્ષ હતું. પણ પિતાની હરએક પ્રવૃત્તિ પુત્રના શોખને વધારનારી નીવડી. એણે રાજદરબારો ને શાહીમહેલોમાંથી વર્તમાન રાજરંગ જાણવા માંડયો.

## શાન્તિમાં ભંગ

દુનિયાનો એક અજબ જેવો નિયમ છે. જો કોઈ વાત તમે ભૂલવા ચાહો, તો તે વારંવાર યાદ આવવાની. કોઈને કહીએ કે આ રસ્તે ન જશો: તો કદાચ દાબથી કે ડરથી એ રસ્તે ભલે ન જાય, પણ એના મનમાં એ રસ્તે જવાનું દબાણ રહ્યા કરવાનું.

હેમરાજના પિતા રાજપાળજી આ રહસ્યના જાણકાર હતા, એટલે એમણે પુત્રને એની પ્રવૃત્તિમાં રૂકાવટ ન કરી: પણ બીજાં કામ એવા ઊભાં કર્યાં કે એમાં જ એ રચ્યો-પચ્યો રહે, પ્રેમના તાંતણા એવા ગૂંથવા કે જીવ એમાં જ ગુંથાયેલો રહે.

શ્રેષ્ઠિવર્ય હેમરાજજી મોટાં મોટાં રાજ-રજવાડામાં ઝવેરી તરીકે પંકાઇ ગયા. ચોખ્ખી વાત અને દિલમાં ઠસી જાય એવી ભાષા, દગાફટકાનું નામ નહિ, એટલે હેમરાજ-જીની પ્રતિષ્ઠા રાજદરબારોમાં ને શાહી મહેલોમાં ખૂબ થવા લાગી.

હેમરાજને ત્યાં પુત્રનો જન્મ પણ થયો. પિતા ને માતા રાજીનાં રેડ થયાં, સાથે મકના હાથીનાં પણ ભાગ્ય ખીલ્યાં. સહુએ માન્યુ કે એના પગલે આ બધું સાંપડયું. એનું છાપરું ઘરના આંગણામાં તૈયાર થયું, ને ગાય-ભેંસની જેમ એ પણ આંગણામાં બંધાવા માંડયો. સહુ એના પર હેત વરસાવવા લાગ્યું.

હેમરાજ પણ એટલો વહાલસોયો બની ગયો કે પિતાનું મન રાજી કરવા એક દહાડો એણે તલવાર, ઢાલ ને તીર-કમાન ભોંયમાં દટાવી દીધાં; ને એને સ્થળે કલમ–દાવત લટકાવી. પાછળ ગોખમાં પોતાના ઈષ્ટદેવ મહાવીરની મૂર્તિ પધરાવી. રોજ એ ત્રણ ત્રણ વાર નમસ્કાર કરતો અને જીવની શાંતિ ઈચ્છતો. એ શાન્તિ એને થોડા દહાડામાં પ્રાપ્ત થઈ હોય એમ લાગ્યું. સત્યના અવતાર પ્રભુનાં દર્શન કરતાં હવેથી એની આંખો ઝળાંહળાં થઈ જતી. એ કહેતો: "પ્રભુ, હવે હૃદયથી ક્ષત્રિયત્વ ધોવાતું જાય છે, શાન્તિ થતી જાય છે. રાતનાં સ્વપ્નાં પણ હવે જંગલો, ઘોડાઓ ને ખૂનખાર લડાઈઓને બદલે મહેલો, મહેફીલો ને વેપારનાં આવે છે. શાન્તિ, શાન્તિ, શાન્તિ! કરુણાના અવતાર!"

શાન્તિ, શાન્તિ! પણ જેના નસીબમાં જંગ હોય, એ શાન્તિ ક્યાંથી માણે? આ શાન્તિના મેદાનમાં એક સંધ્યા ખળભળાટ મચાવનારી નીવડી. આખા દિવસના વેપા-રના શ્રમથી થાકેલો હેમરાજ જરા ગાદી–તકિયા ઉપર આડો પડીને આરામ કરતો હતો, ત્યાં કોઈ અજાણ્યો માણસ દુકાન પર ચઢી આવ્યો. એનો ચહેરો ન ઓળખાય તેવો હતો.



સત્યના અવતારનાં એ રોજ દર્શન કરતો.

"હેમરાજજી !"

"કોણ ?" હેમરાજે આશ્ચર્યથી બોલનાર સામે જોયું.

"ન ઓળખ્યો કે ? હું સૂર."

"કોણ સૂર ! મારો દોસ્ત, મારો મિત્ર ! આવ, જોન-

પુરની પાઠશાળાના ચાર વર્ષથી કંઈ ખબર મળ્યા નથી. સૂર, શેરખાં શું કરે છે? મને ભૂલી ગયો લાગે છે?"

"શેરખાં...." આવનાર જેની અટક સૂર હતી, એનું ગળું કંઈક થથર્યું. "હેમરાજજી, શેરખાં તમને, અમને, એની વિદ્યાને, અરે, પોતાની જાત સુદ્ધાંને વિસરી ગયો છે. એ લૂંટારો બન્યો છે."

"મારો શેર લૂંટારો? ન બને. ન માનું." હેમરાજના દિલમાં મિત્રપ્રેમ ઊછળી આવ્યો.

"ખોટું હોય તો હેમરાજજી, શિક્ષામાં મારું શિર કૂલ! હેમરાજજી, વાત કરતાંય મને વેદના થાય છે. શેરખાં બાદશાહ બને અને સામસામી અથડામણ ન આવે એ માટે તમે બાદશાહીના વિચાર મૂકી વેપાર લીધો, અને એ? આજે લૂંટારો? લૂંટારાની શી આબરૂ ને શી એની જિંદગી!"

"સૂર, મને ચોખ્ખેચોખ્ખું કહે કે તેં એને લૂંટારા તરીકે કયાં જોયો? કેમ કરીને ઓળખ્યો?"

"વલોવાતું હૃદય ઠાલવવા આવ્યો છું, બધી વાત કહેવા આવ્યો છું. અઠવાડિયા પહેલાંની વાત છે. એક ગામમાં હું મહેમાન હતો. સાંજનો સમય હતો અને એકાએક ધાડપાડુઓ ધસી આવ્યા. આખા ગામમાં બૂમરાણ મચી ગઈ. ધાડપાડુઓએ જોતજોતામાં આખું ગામ કબજે કરી લીધું. મારું શૂરાતન એ વેળા ઊછળી આવ્યું, પણ હું એકલો ને નિ:શસ્ત્ર હતો. મેં એક છાપરાનું ઓઠું લીધું. જેવા બે મોટા લૂંટારા અંદર પેઠા કે મેં ખંજર ફેંક્યું, બરાબર ખભા ઉપર. અને વીજળીની ઝડપે હું નાઠો. પેલો લૂંટારો ઝડપથી પાછો

ફર્યો ને તણખલાની જેમ એણે મારા તરફ તાકીને ખંજરનો ઘા કર્યો, પણ નિશાન ચુકાયું.

"હું છુપાવા માગતો હતો. એણે બંદૂક ઊઠાવી નિશાન લીધું. એ ઘરના બારણાં આગળ ગાય બાંધી હતી. બીજું કંઈ ઓઠું નહિ મળતાં હું ગાય પાછળ છુપાયો. પણ અરે, ઘાયલ થયેલો એ ખૂની લૂંટારો બંદૂકનો ઘોડો દબાવતાં ખચકાયો ! એ મુસલમાન હતો, એમ મેં પારખી લીધું હતું. મુસલમાનને ગાયની આટલી અદબ !

'એણે બંદૂક નમાવી દીધી ને મને પકડવા ધસ્યો. હું ઘરમાં ઘૂસ્યો. ગાય ગભરાણી અને બરાબર બારણા વચ્ચે ઊભી રહી. બીજો ગમે તે જાતનો લૂંટારો હોત તો ગાય ઉપર અત્યારે ઘા કરતાં વિચાર ન કરત, પણ આ લૂંટારાએ એમ ન કર્યું. એના ખભા પરથી લોહી વહે જતું હતું. એણે બે હાથથી ગાયને શીંગડાંથી પકડી ધક્કો માર્યો. પહાડ જેવી મસ્ત ગાય દૂર ગબડી પડી.

"અને સાથે એ લૂંટારાની બોકાની અને માથાની પાઘડી પણ ઊડી ગઈ. એણે બંદૂક તાકી. મારી પાસે બચાવનું કંઈ સાધન નહોતું, પણ મેં એને ઓળખ્યો, બૂમ મારી.

'જનાબ ફરીદખાં !'

મારા અવાજે જાણે એની બંદૂકની ગોળીને ચોંટાડી દીધી. એ મારા સામે આશ્ચર્યથી જોઈ રહ્યો. મેં એની પાસે જઈ પગે પડતાં કહ્યું.

"શેર, તને ન પિછાણ્યો. અતિથિધર્મ અદા કરવા, જેની રોટી ખાધી હતી, એને હલાલ કરવા તને કટારી મારી. મને માફ કર !"

"તેં તો ઈન્સાન તરીકેની તારી ફરજ બજાવી. માફ કરનાર એકલો ખુદા છે. સૂર, મારાં પાપ ક્યાં ઓછાં છે ?"

"હું તો એના જવાબ પર ગાંડો થઈ ગયો. મેં એના ખભા ઉપર પાટો બાંધતા કહ્યું: "શેર, હું જાણતો હતો કે મર્દાઈના આવા ખેલ ખેલનાર એકલો શેરખાં જ છે. ગામને લૂંટી લેત, પણ ગામની ગાય અને ગાય જેવી બેન-દીકરીઓ ઉપર તું નજર ન નાખે ! પણ શેર, તું આવા કામમાં કેમ પડ્યો ?"

અને મારો આ પ્રશ્ન સાંભળતાં જ એ કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના પાછો ફર્યો ને ઘોડા ઉપર ચઢ્યો. મોંમાંથી એક વિચિત્ર અવાજ કાઢ્યો. તરત જ એવા અવાજો બધેથી સંભળાવા લાગ્યા ને બે પળમાં એ લૂંટારુંનું ટોળું અદૃશ્ય થઈ ગયું. હેમરાજ, કોઈ પણ ભોગે શેરખાંને આ ધંધો છોડાવો. નહિતર એનું જીવન નકામું થઈ જશે."

સૂરે પોતાની વાત પૂરી કરી. પોલાદી દિલના હેમરાજની આંખોમાં પણ આંસુ હતાં. એણે કહ્યું: "જોયું ને સૂર ! હું નહોતો કહેતો કે મારો શેરખાં બાદશાહીને જ લાયક છે. આટલી ખાનદાની પોતાના ખૂની પ્રત્યે કોણ બતાવે ! હું એને નક્કી પાછો વાળીશ."

"પણ શી રીતે પાછો વાળશો ? મેં સાંભળ્યું છે, કે તમે શસ્ત્ર તજ્યાં છે." સૂરના દિલમાં ઉત્કંઠા હતી.

"શી રીતે? જે હાથે શસ્ત્ર છોડયાં, એ હાથે શસ્ત્ર ફરીથી બાંધીશ. હજી હેમરાજના હાથ ને કાન નિશાન નથી ભૂલ્યા. કલમ પકડી એટલે તલવારના વારમાં કંઈ શેર-ખાંને જીતવા નહિ દઉં. સૂર, આજે મધરાતે બે ઘોડા સાથે કિલ્લાની રાંગે આવી મળજે!"

'વારુ!' નમસ્કાર કરીને હેમરાજની દિલાવરી પર ફિદા થતો સૂર વિદાય થયો.

## એકલમલ્લ ને સહસ્રમલ્લ

**મધરાતના** પહોર દિલ્હી જેવી નગરીને માથે વીંટાયા ત્યારે બે ઘોડેસવારો કિલ્લાની રાંગે રાંગે આગળ વધતા હતા. રાત પણ એમની સાથે સાથે આગળ વધતી હતી. ભરભાંખળું થતાં તેઓ એક ગામડાના પાદરમાં આવી ઊભા રહ્યા. પાદરમાં પાંચેક ચોકિયાતો તાપણાની આસપાસ બેઠા હતા. હેમરાજે એક ચિઠ્ઠી લખી, તીરને છેડે બાંધી, એ ચોકિયાતોની વચ્ચે ફેંકી. કોઈને પણ ઈજા કર્યા વગર તાપણાના મોટા લાકડામાં એ તીર ખૂંતી ગયું. એના છેડે એક ચિઠ્ઠી બાંધી હતી.

"તીર!" બધા અજાયબ થઈ ગયા. તીર પર ચિઠ્ઠી હતી. લખ્યું હતું, કે દુશ્મન નહિ દોસ્ત છીએ.

ચોકીઆતો પાછું વળીને જુએ છે તો બે શસ્ત્રસજ્જ ઘોડેસવારો શાન્તિથી હસતા ઊભા હતા. ચોકીઆતો તો આ તીર ફેંકવાની કળા ઉપર આફરીન થઈ ગયા હતા. તેઓએ પૂછયું, "આપ કોણ છો?"

"આ પ્રદેશમાં ત્રાસ વર્તાવતા લૂંટારાઓને અમે પકડવા નીકળ્યા છીએ."

ઓછા–વધતા નહિ ને બે જણા લૂંટારાની શોધમાં? સહુને હસી પડવાનું મન થયું, પણ ઠાવકા મોંએ કહ્યું, “ લૂંટારાઓ એકાદ બે નથી, પચીસ–પચાસ છે. અને એમનાં પરાક્રમ સાંભળ્યાં છે? કંઈ જાદુમંતર જાણો છો? નાગપાશ કે એવી એવી રામાયણકાળની વિદ્યા જાણતા હશો! ”

“ જવાંમર્દીના જાદુમંતર જાણીએ છીએ. કોઈ વાતની ફિકર કરશો નહિ. તમો કંઈ બાતમી આપી શકશો? ”

“ એમાં બાતમી શી આપવાની છે? આજકાલમાં અહીંથી પાંચેક માઈલ દૂર આવેલા ગામ માથે પડવાના છે. દમ હોય તો પહોંચી જજો. ”

“ ભલે! ” એમ કહી ઘોડેસવારો આગળ વધ્યા. ચોકી-આતો તો પેલા તીરંદાજની કળાનાં વખાણ કરતા હતા. હેમરાજને લાગ્યું કે આ શૂરવીરો તો ‘ પડે ઉગમણી બૂમ તો આપ આથમણી ધાયે ’વાળા જવાંમર્દો હતા. તેઓ મદદ માટે પણ લાયક નહોતા.

મારતે ઘોડે જ્યારે પાંચ માઇલ ઉપરના ગામે પહોંચ્યા ત્યારે ગામ પાંજરામાંના પંખીની જેમ ફફડી રહ્યું હતું. કેટલાય લૂંટારાઓના સામના માટે શસ્ત્રસજ્જ થઇને ખડા હતા, છતાંય એમના દિલમાં મોટો અંદેશો હતો. લૂંટારુઓના નવા સરદાર વિષે અનેક કિંવદન્તીઓ ચાલતી હતી. એનું બળ, એનું સામર્થ્ય અને સાથે એની ખાનદાની! સામનો કરવાનું કામ જ નહિ, અને સામનો કર્યો એને જોતજોતામાં જમીન પર સદાને માટે સુવાડી દીધો જ સમજો.

જુવાનીઆઓથી ઘરમાં રહેવાય તેમ નહોતું, નહિ તો એમની જુવાની લાજે, એમના માથે કલંકની કાળી ટીલી બેસે, જીવવું જ ભારે વખ જેવું બની જાય! છતાંય એમના દિલમાં અજંપો ખૂબ ભારે હતો. ગામને પાદર એ આંટા-ફેરા મારી રહ્યા હતા. ત્યાં દૂરથી બે અસવારો આવતા જણાયા. બધા સાવધ થઈ ગયા, પણ લૂંટારા કંઈ બે જ ન હોય. જરૂર કોઈક પરદેશી મુસાફરો હશે.

જુવાનીઆઓ આવતા સંકટથી સાવધ રહેવા સામે ગયા. હેમરાજ અને સૂર; બન્નેએ જુવાનીઆઓને આવતા જોઈ ઘોડા ધીરા પાડયા અને પાસે જઈ ઘોડા ઊભા રાખી ઉપર બેઠા બેઠા વાતો કરવા માંડી.

“ દૂર દૂર દિલ્હીથી આવીએ છીએ.”

“ દિલ્હીથી, આ તરફ શા માટે ?”

“ લૂંટારાઓથી વસતીની રક્ષા કરવા સારુ. ”

“ કોણે મોકલ્યા છે ?”

“ બાદશાહે. ”

“ બાદશાહે મોકલ્યા છે, અને તે તમને બેને જ ? ” સહુ હસી પડયા.

“ અરે અમને બેને તમે શું જાણો ? આ એકલ-મલ્લ છે, ને હું સહસ્રમલ્લ છું. અમારી સાથે સૈન્ય ન હોય. એમાં અમારી શોભા નહિ. અમે બે જણા જ બે હજારને માટે પૂરા છીએ.”

“ એમ કે ? પણ તમે બે જણ શું લીલું કરી નાંખશો ?

લૂંટારુની ટોળીના સરદારને ઓળખો છો? તમારા જેવા પાંચ-પચાસ તો એના હિસાબમાં નથી.” ગામના જુવાનીઆઓએ પોતાના દિલની વાત ખુલ્લી કરી.

“એ તો તમે અમારા રણજંગ જોશો ત્યારે ખબર પડશે. ચાલો, આપણે સાંજ પડતાં પહેલાં બધું ગોઠવી નાખીએ. જુઓ, પેલી દિશામાં........” અને એમ કહેતાંની સાથે હેમરાજે બાણ પર તીર ચઢાવી બાજુના ટેકરા ઉપર આવેલા એક ઝાડ તરફ ફેંકયું. સણણણ........કરતું તીર થડમાં ખૂંતી ગયું.

બધા આ માણસની તીરંદાજ વિદ્યા પર એક ક્ષણમાં ખુશ ખુશ થઈ ગયા. કયા માઈના લાલની તાકાત હતી કે એટલે દૂર તીર ફેંકી શકે? અને વળી ઝાડમાં આટલું ખૂંતાડી શકે!

“જુઓ, જ્યાં પેલું તીર પેઠું છે, ત્યાં એક જણ જઈને બેસી જાઓ, સાથે એક ઢોલ રાખજો. અને વળી........”

વાત કરતા કરતા ને વ્યવસ્થા કરતા કરતા બધા ગામને પાદર આવી પહોંચ્યા. ગામલોક પણ એકઠું થઈ ગયું હતું. કેટલાક જુવાનીઆઓ આ બે પુરુષોમાંથી પેલા એકની તીરંદાજીની તારીફ કરતા હતા. પણ પેલો પુરુષ તો તેઓને સૂચના આપી રહ્યો હતો.

“જુઓ, તમામ જુવાનીઆઓ અહીં એકઠા થઈ જાઓ, અને ત્રણ ભાગમાં વહેંચાઈ જાઓ. ગામથી બધા દૂર રહો. ગામને પાદર કોઈએ રહેવાની જરૂર નથી. એક ટુકડી તદ્દન સામે જઈને છૂપાઈ જાય. બીજી જમણી બાજુ ને ત્રીજી ડાબી

બાજુ. ત્રણે જગાએ ઊંચા ઝાડ પર એક મોટો ઢોલ બાંધવો. હું અહીંથી તીર મારી એ ફોડી નાખું: એટલે જે દિશાનો ઢોલ ફૂટે તેણે મારામારી શરૂ કરવી.”

આ વાત બધાને ગળે ઊતરી ગઇ. પણ એક વાત કોઈને સમજમાં ન આવી કે આથી ગામની રક્ષા કેવી રીતે થશે? ગામ તો સાવ સૂનું છે. આપણે અહીં રહીશું ને ત્યાં બધું લૂંટીને ચાલ્યા જશે તો? છતાં ય બધાને તેના બોલવા પર એટલો વિશ્વાસ બેઠો હતો કે કોઈએ શબ્દ માત્રનો વિરોધ ન ઉઠાવ્યો.

સ્ત્રી–બાળકોને સલામત સ્થળે મૂકવાની જરૂર નહોતી, કારણ કે લૂંટારાનો સરદાર નીતિવાન હતો. એણે કદી સ્ત્રી સામે નજર સુદ્ધાં નાખી નહોતી. બાકીના વૃદ્ધ તથા જુવાનીઆ ત્રણ ભાગમાં વહેંચાઈ ગયા. સહુ નાની નાની ટેકરીઓ ને નાના નાના ખાડા કરીને તેમાં તીર–કમાન સાથે છૂપાઈ ગયા. ત્રણ ઝાડ ઉપર ત્રણ ઢોલ બાંધ્યા. ઢોલ સાથે હેમરાજે બતાવેલા ઝાડ પર એક માણસ ચઢી ગયો.

નમતા બપોર થયા કે તરત હેમરાજ અને સૂર, કેટલાક માણસો સાથે એક ઘરની પરશાળમાં જઈ બેઠા. અને થોડીવારમાં દૂર ધૂળની ડમરી ચઢતી દેખાઈ. હેમરાજની ઝીણી આંખોએ પારખી લીધું. તેણે બધાને ચેતાવી દીધા કે લૂંટારા આવી રહ્યા છે. ત્યાં તો પેલો ઢોલ વાગ્યો.

ધડામ–ધમ. ધડામ–ધમ.

લૂંટારાઓના કાન એક વાર ચમકયા, પણ પોતાના બળ ઉપર મુસ્તાક રહેલા તેઓએ માન્યું કે ખેતરમાં કોઈ

ખેડૂત પક્ષીઓ ઉડાડવા વગાડતો હશે. હવે તો ગામનાં ઘરો દેખાય તેટલા નજીક તેઓ આવી પહોંચ્યા હતા. ગામડાનાં ઘરોમાંથી ધુમાડો ઊંચે ચઢતો સ્પષ્ટ દેખાતો હતો.

"હજી બધા ખાવા-પીવાની ધમાલમાં લાગે છે." સરદારે પોતાની મોટી મૂછો આંબળી.

અને અકસ્માત એની આંખને એમ લાગ્યું કે માથા પર થઈને તીરની ઝડપે શકરાબાજ જેવું કંઈ પસાર થઈ ગયું. કંઈક ઢાલ પર અથડાયાનો અવાજ પણ આવ્યો. છતાં પાછળ શું જોવાનું હતું? મુકાબલો તો હમેશાં ગામના નાકે હોયને?

તેઓ નિરાંતે આગળ વધ્યા કે પાછળથી તીરોનો મારો શરૂ થઈ ગયો. ગમે તેમ કરીને તીરોનો મારો રોકવો ઘટે. સરદારે કેટલાક સૈનિકોને એનો સામનો કરવા કહ્યું.

લૂંટારાઓમાંના કેટલાકે ઘોડાઓની પૂંઠ ફેરવી ને એ દિશામાં મારો ચલાવતા આગળ વધ્યા. હજી પેલા થોડે દૂર ભાગ્યે જ પહોંચ્યા હશે કે જમણી બાજુ કંઈ ઢાલ કૂટવાનો અવાજ થયો અને તરત જ ત્યાંથી તીરોનો મારો ચાલુ થયો. થોડા લૂંટારા એ દિશા સર કરવા ગયા. ત્યાં વળી ડાબી બાજુથી પાછો મારો શરૂ થયો.

બધા લૂંટારા લગભગ ત્રણ ભાગમાં વહેંચાઈ છૂટા પડી ગયા. વખત વીતતો ચાલ્યો. લૂંટારાનો સરદાર તો અજબ મૂંઝવણમાં પડી ગયો. ત્રણે દિશામાં ગયેલા લૂંટારાઓને ખૂબ ને ખૂબ આગળ વધવું પડતું. પેલા તીર છોડનારાઓ પણ ખૂબીથી પાછળ ને પાછળ હઠતા જતા હતા.

આમ ને આમ વખત વીતતો જવા લાગ્યો. સરદાર અકળાઇ ઊઠયો. ખાલી હાથે પાછું ન ફરવું પડે તે માટે પોતાના બાકીના ચાર સાથીદારો સાથે એ ગામ તરફ આગળ વધ્યો. ગામનો ઝાંપો તો ખુલ્લો હતો. અરે, આ તો આકડે મધ છે. વળી ઘડીભર સરદારને આશ્ચર્ય તો થયું, પણ ઉતાવળમાં એણે આગળ હાંકયે જ રાખ્યું.

મ્હુથી આગળ એક ઘર હતું. ઘરમાં કોઈ નહોતું. સરદારને લાગ્યું કે લોકો ગામ ખાલી કરીને નાસી ગયા છે. એ પોતાના સવારો સાથે અંદર પેઠો. જેવો અંદર ગયો કે આખું ઘર સળગી ઊઠયું,

એકદમ આગ કયાંથી ?

સરદારને લાગ્યું કે પોતે કોઈ ઝટ ન કળી શકાય તેવા પ્રપંચનો ભોગ બન્યો છે. એણે જોરથી ભયસૂચક અવાજ કર્યો. થોડીવારમાં એક તતૂડું વાગ્યું ને ત્રણ દિશામાં ગયેલા ઘોડેસવારો જયારે જીતવાની અણી પર હતા, ત્યારે તેઓએ સાંભળ્યું.

હવે શું ? જો પાછા ફરીએ તો દુશ્મનો માથે ચઢી બેસે, અને પાછા ન ફર્યા તો સરદાર ગૂમાવી બેસીએ. અજબ મૂંઝવણ ! આવો વ્યૂહ આ ગામડાનાં લોકોને કયાંથી આવડયો ?

હેમરાજના વ્યૂહે આખરે કમાલ કરી. લૂંટારાઓ વેરવિખેર થઇ ગયા, ને શેરખાં જીવસટોસટનો સામનો કરવા તૈયાર થયો. પરાજયની ઘડીએ એને પાગલ બનાવી મકયો

હતો. નાનાં છોકરાં સંતાકૂકડી રમે એવા વ્યૂહમાં શેરખાંનું આખું દળ નષ્ટભ્રષ્ટ થઇ જાય; તો સલ્તનત ને શહેનશાહીના વિચારો શા કામના ?

શેરખાં ઉઘાડી તલવારે હેમરાજ તરફ ધસ્યો. એક ઘા ને બે કકડા, એટલું ખૂન્નસ વરસતું હતું. પણ પેલો હાથપગ હલાવ્યા વગર શાંત ઊભો હતો. એ ધીરેથી બોલ્યો:

"આ આવ્યો મારો શેર !"

શેર ! અરે, મારું નામ કોણ લે છે ? રે, આટલી મમતાવાળો કોનો અવાજ છે ? અરે, સંસારમાં જ્યારે ચારે તરફ આગ વરસે છે, મા દીકરાને ભરખવા માગે છે, બાપ બેટાને રઝળતો કરતાં અચકાતો નથી, સગાં જ્યારે સ્વાર્થનાં છે, ત્યારે આ કોનો અવાજ ! આગ, લૂંટ, ખૂન, તોફાનની દુનિયા વચ્ચે આ કોનો પ્રેમભર્યો સૂર ! આગ વરસાવતું શેરખાંનું દિલ હિમ પડે ને ઠરી જાય તેમ એક વાર ઠરી ગયું.

"શેર ! શેર !" હેમરાજ દોડ્યો, શેરખાંને ભેટવા. મિત્રપ્રેમનો પ્રચંડ ધોધ વહી નીકળ્યો. એણે ન જોઈ ઉઘાડી તલવાર કે ન જોયું શત્રુના કાળજાને વીંધવા સદા તૈયાર રહેતું ખંજર ! શેરખાંએ એક વાર આંખ મટમટાવી લીધી.

'કોણ ! હેમરાજ !'

એક હાથે તલવાર ઊંચી થઇ તે થઈ. એ ઊંચે તોળાઈ રહી અને બીજે હાથે એણે હેમરાજને ગળે બાથ ભીડી ! બંનેની આંખોમાં આંસું હતાં.

"શેર ઘાસ ખાવાનું ક્યાંથી શીખ્યો ?"



ઉઘાડી તલવારે ભેટી પડચો

શેરખાં કંઈ ન બોલ્યો, એણે તલવાર ફેંકી દીધી. હેમરાજને બે હાથે વળગી પડયો ને ચોધાર આંસુએ રડવા લાગ્યો. હેમરાજ સમજી ગયો કે શેરખાંને કોઇ મમતાભર્યો હાથ ને માયાભર્યું દિલ હુંફ આપવા નથી મળ્યું. વિમાતાનો ત્રાસ એને સંતાપે છે. એ કારણે આજે આવા માર્ગે ચઢયો છે.

એ ગામ ન લૂંટાયું, પણ લૂંટારો પોતે લૂંટાયો. એણે પોતાના દોલત-ખજાના ત્યાં ખાલી કરી નાખ્યા. ગામલોકો આ નવા આવનારાઓને નિહાળી રહ્યા. બે દોસ્તોનાં દિલ નીરખી રહ્યા. વાહ ભાઈબંધી વાહ ! જગમાં ભાઈબંધ હજો તો આવા હજો. ગામવાસીઓ આવા જવાંમર્દોનાં સ્વાગત કરવા તલસી રહ્યા. વગર માગી મહેફિલ ત્યાં જામી પડી.

બંને મિત્રો થોડી વાર પછી ઘોડે ચઢયા ને બધુંય ત્યાં રહેવા દઇ, દિલ્હીના માર્ગ ઉપર અદૃશ્ય થઈ ગયા. સૂર યોદ્ધો પોતાના પ્રિય સહાધ્યાયીના પરિવર્તનથી ખુશ ખુશ થઈ ગયો, અને એ ગામમાં રાત ગાળવા રોકાયો.

## મદદગાર

**અંધારાનો** ઓછાયો પૃથ્વી પર પથરાતો હતો, ત્યારે ભારતના ભાગ્યાકાશના આ બે તારલાઓ પવનવેગે પંથ કાપતા હતા. વચમાં બંને વાત કરતા કરતા એટલા ગંભીર બની જતા હતા, કે ઘોડાની ગતિ ધીરી પડવાની તેમને કશી ખબર ન પડતી.

બંને વાતોમાં મશગૂલ હતા. પૃથ્વી પરથી ધીરે ધીરે પ્રકાશ ધોવાઈ રહ્યો હતો, એટલામાં કોઈ ચીસ સંભળાણી. હેમરાજના સરવા કાન ચમકી ઊઠયા. આંખોને વેગ આપી શકે તેવો પ્રકાશ નહોતો! પણ દૂર દૂર એક વેલડુ ને ધોળા ઈંડા જેવા બે બળદ દેખાતા હતા. બૂમ ત્યાંથી જ આવી હતી.

હેમરાજે ઘોડો એ તરફ લીધો. શેરખાંને આજે કંઈ સૂઝ પડે તેમ નહોતું. એણે પણ શૂન્યમનસ્ક બનીને પાછળ ઘોડો વાળ્યો. બંને ઘોડા તે તરફ વળ્યા. ત્યાં જઈને જોયું તો અજબ તાશેરો જામ્યો હતો. દશેકલૂંટારાઓએ એક શ્રીમંત મોગલની ફુલગુલાબી જુવાનીવાળી કન્યાને રોકી હતી. અર્ધવિકસ્યા ગુલાબના ફૂલ જેવી એ કન્યા ડરથી અધમૂઈ થઈ સંકોચાઈ ગઈ હતી.

એણે જીવતરની આશાએ ઘરેણાં તો ઉતારી આપ્યાં, પણ લૂંટારાઓની આંખોમાં એનું રૂપ વસી ગયું. પોતાના ઉપરીને ભેટ સોગાદ આપવા માટે આ સુંદર ચીજને ઉપાડી જવાની તેઓ પેરવીમાં હતા. રથની સાથેના વળાવીઆ નાસી છૂટ્યા હતા, બેએક ત્યાં મરાયા હતા.

આકડા ઉપરના મધને લૂંટવામાં મશગૂલ બનેલા લૂંટારાઓના કાન ઉપર ઘોડાના દાબલા ગાજ્યા. હેમરાજનો ઘોડો સીધો તીરની જેમ ચાલ્યો આવે છે, એને જાણે ખાડા–ટેકરા નડતા જ નથી.

લૂંટારાઓ ચમક્યા. એમણે પોતાની કમર પર લટકતી લાકડાની છરી જેવી કાતી ઊછળતા–કૂદતા ઘોડાને આવતો અટકાવવા ફેંકી. હવામાં સમસમાટ કરતી કાતી આવી, પણ ઘોડો રણભૂમિનો જાણકાર હતો. એણે નિશાન ચૂકવ્યું.




આખરે એક કાતી ઘોડીને આંબી ગઈ.

બીજી, ત્રીજી ને આખરે એક કાતી ઘોડાને બરાબર આંબી ગઈ. ઘોડો લથડયો, પણ હેમરાજ સાવધ હતો. એ ઉપરથી કૂદી ભોંય પર સીધો આવીને ખડો થઈ ગયો અને સીધી દોટ દીધી. લૂંટારા આવનારની હિંમત જોઈને હેબત ખાઇ ગયા હતા. એનું પડછંદ શરીર ને ધ્રૂજાવી નાખે તેવી લાલચોળ આંખો જોઈ લૂંટારાઓનું જાલિમ દિલ પણ એકવાર થથરી ગયું. એમણે બૂમ પાડી.

"જુવાન, તારે રસ્તે પડ. નાહકનો શા માટે જોખમમાં ઝુકાવે છે."

"મર્દોના રસ્તા જોખમભર્યા જ છે, અને એમાંય જ્યારે નિરપરાધો ઉપર જાલિમો જુલ્મ વરસાવતા હોય ત્યારે મર્દોને જોખમ હોતું જ નથી, ત્યાં તો તેમને ફરજ ખડી રહીને હાકલ કરે છે."

"અરે, આ તો યવનકન્યા છે."

"યવન હો તેથી શું? સંસારમાં સ્ત્રી સદા માનને લાયક છે, પછી તે ગમે તેની હોય."

"તો આવી જા! તું ય લેતો જા."

આટલાં લાંબાં વાકયો હેમરાજ પૂરાં કરે ન કરે ત્યાં ભયંકર દ્વંદ્વ મચ્યું. હેમરાજ એક હાથમાં તલવાર ને એકમાં ઢાલ લઇને સાત જણની વચ્ચે ઘેરૈયાની જેમ ઘૂમવા લાગ્યો. યૌવનના ઊંબરે પગ મૂકતી પેલી કન્યાના દિલમાં પણ જાણે શૂરવીરતાની શેડો ફૂટતી હતી. એની ભયગ્રસ્ત આંખોમાં અત્યારે હર્ષની કિરણાવલિઓ નાચતી હતી.

"લે, લેતો જા!" બે નાઠા ને ત્રીજા નાસતા લૂંટારાને વીજળીની ઝડપે આગળ વધી ભોંય ભેગો કર્યો. હવે શું ? લૂંટારાઓ આ પડછંદ પુરુષની તલવારબાજી સામે ટકી શકે તેમ નહોતા. એક જણો સાત સાતને ભારે પડી રહ્યો હતો. સાચો હતો એ એકલમલ્લ !

પણ આ વેળા એક અજબ કોયડો ઊભો થયો હતો. હેમરાજ પુર ઝનૂનથી લડી રહ્યો હતો, ત્યારે એનો કહેવાતો મિત્ર શેરખાં શાન્તિથી પાસે જ ઘોડા પર ઊભો ઊભો મૂછોને વળ દઈ રહ્યો હતો. પેલી કન્યા પણ વિચારી રહી હતી કે આ તે દોસ્ત કે દુશ્મન ? એક જણ સાત જણ સામે જ્યારે ખૂંખાર લડાઈ લડી રહ્યો હોય ત્યારે, જો મિત્ર હોય તો શા માટે કુમકે ન ચઢે ? પણ બીજી ક્ષણે એને એમ પણ લાગતું હતું કે આ એકલો જ સાતને ભારે હતો. એનું લોખંડી કવચ સહેજમાં ભેદાય તેમ નહોતું ને વીજળીની ઝડપે ફરતી તલવાર એના શરીરની તાકાતનું ભાન કરાવતી હતી.

હવે તો અંધારું પણ ઘેરાયું હતું. લૂંટારાઓ લાગ મળે તો નાસી છૂટવા એકવાર જોરથી લડવા મંડચા.

જેટલા જોશથી લૂંટારાઓ લડતા હતા, તેટલા જોરથી હેમરાજની તલવાર ચાલતી હતી. શેરખાં પાસે ઊભો ઊભો શાન્તિથી નીરખી રહ્યો હતો. એને મન કોઈ ગંભીર બનાવ બનતો હોય તેવી લાગણી જ નહોતી.

લૂંટારાઓ જીવસટોસટની લડાઈ ચલાવવા લાગ્યા. હેમરાજના બે હાથમાં પણ માતા મહાકાળીના હજાર હાથોનું

બળ પુરાયું હતો. એક તલવારનો વાર અને એક લૂંટારો ભોંય ભેગો, બીજો વાર ને બીજો. હવે તો બાકીનાઓને નાસી છૂટવા સિવાય આરો નહોતો.

મેદાન સાફ થતાં હેમરાજે તલવાર લૂછી અને મ્યાન કરી. યુવતીને રથમાં બેસાડી બે જણા તેના વેળાવીઆ બન્યા ને રથ હાંકનારને નીચે પડેલો ઉઠાડી ઝટ ઝટ હાંકવા કહ્યું.

રથ ધમધમ કરતો ઊપડ્યો. રાત તો પડી ગઈ હતી, ને તારાઓ આકાશમાંથી ઝાંખો ઉજાસ વેરી રહ્યા હતા. ધીંગા બળદોને રસ્તો કાપતાં વાર નહોતી લાગતી. તેઓ આગળ ને આગળ વધતા ચાલ્યા.

અડધોએક રસ્તો કાપ્યા પછી તેઓએ જોયું કે દૂર દૂર કોઈ સૈન્ય પડાવ નાખીને પડ્યું છે. એના તંબુઓના દીવા ઝબૂક ઝબૂક થાય છે. રથ એના પડાવને ઘસીને ચાલ્યો. હેમરાજે આવતા જતા સાથેની વાતચીત પરથી જાણી લીધું કે એ છાવણી બાબરશાહની હતી.

ઊગતી જુવાનીવાળો બાબર એ કાળે શૂરવીરતામાં પંકાતો હતો. હજી હતી તો યુવાવસ્થા, પણ એની રણવીરતા ને રણધીરતા અજોડ હતી. એકાએક હેમરાજે શેરખાંને કહ્યું,

"શેરખાં, બાબરના સૈન્યમાં ભરતી ન થઈ શકાય? આપણાં સ્વપ્નો પાર પાડવા માટે એ તાલીમ જરૂરી છે."

"જરૂર, તેમાં દાખલ થવું આજના જમાનામાં જરૂરી છે: પણ વગર ઓળખાણે આપણને કોણ સંઘરે?"

પેલી કન્યાએ રથમાંથી બહાર ડોકું કાઢ્યું: ને વાત

અડધેથી કાપતાં કહ્યું: "બહાદુર પુરુષો, હું તમારી બહાદુરી પર ખુશ છું. બાદશાહ બાબરનાં સૈન્યનો આ પડાવ છે. મારો બાપ એમાં ઊંચા હોદ્દા પર છે. કહો તો તમને નોકરીમાં રખાવી દઉં. અત્યારે તો જુવાનો પોતાનું નસીબ અજમાવવા બાદશાહ બાબરની સેનામાં દાખલ થઈ રહ્યા છે."

"તમારો અહેસાન માનશું, બહેન!"

"અહેસાન તો મારે તમારો માનવો રહ્યો. તમારી કંઈ પણ ખિદમત બજાવી શકું તો મને આનંદ થશે."

"હેમરાજ, ચાલ, આપણે બંને તેમાં દાખલ થઇ જઇએ. આજ તો ભાગ્યદેવી સામે પગલે આવી લાગે છે." શેરખાંએ કહ્યું.

"ના, મારે તો દુકાન સંભાળવાની છે. શેરખાં, તું બેઠા હું કંઇ બાદશાહ થવાનો છું. હું ભલો ને મારો વેપાર ભલો!"

"તમે વેપારી છો?" પેલી મોગલકન્યાએ પોતાના મદદગાર હેમરાજ સામે આશ્ચર્યપૂર્વક કહ્યું. "અને આ તમારો દોસ્ત જવાંમર્દીનો ટુકડો છે? ન માનવા જેવી વાત!"

"શા માટે, બહેન?" હેમરાજે સામો પ્રશ્ન કર્યો.

"એટલા માટે કે તમે મને જાલીમના પંજામાં પડેલી જોઈ, પોતાના જાનની પણ પરવા કર્યા વગર મેદાનમાં કૂદી પડયા: ને આ તમારો મિત્ર તો તમને લડતા ઊભો ઊભો જોઈ રહ્યો. તમે વેપારી નહિ પણ સાચા જવાંમર્દ! અને જેને તમે જવાંમર્દ લેખો છો એ...."

"ચૂપ રહેજે, બેન!" હેમરાજે એને વચ્ચે બોલતી રોકી. "અમે ડરપોક દોસ્ત નથી. આપત્તિ જોઈને મૂંઝાવાનું અમે શીખ્યા નથી. મારો મિત્ર માનતો હતો, કે આ સાત જણાને માટે હું એકલો પૂરતો હતો. એ જવાંમર્દનું નામ જાણો છો? શેરખાં."

"શેરખાં? શેરની સાથે બાથ ભીડનારો? વાહ, વાહ." મોગલ કન્યાના મોં પર આ બે અજબ જુવાનીઆને મળ્યાનો આનંદ હતો.

આ પછી એ બધાં મિત્રો વચ્ચે ઘણી વાતો થઈ. બીજે દિવસે વળતી સવારે જ્યારે સૂરજ ઊગતો હતો ત્યારે, આ બે સવારોમાંથી એક બાબરની છાવણીમાં ચાલ્યો જતો જોવાયો, બીજો દિલ્હીને પંથે પડ્યો.

## બાબરશાહના સૈન્યમાં

**શેરખાંને** બાબરશાહના સૈન્યમાં દાખલ થવામાં કંઈ વિઘ્ન ન નડ્યું. બાબરશાહની ચકોર આંખોએ પારખી લીધું કે આ મોતી ફટકિયું નથી, પણ પાણીદાર છે.

પણ હેમરાજ ઘેર પહોંચ્યો ત્યારે ધમાલ મચી હતી. કેટલાએક ખુલાસા બાદ બધી વાત શાંત પડી. ને ફરીથી જીવન નિર્મળ ઝરણાંની જેમ વહેવા લાગ્યું. અહીં શેરખાં તો પોતાની બહાદુરીથી ખૂબ જ આગળ વધતો જતો હતો. કાસદો રોજ હેમરાજને કંઈ ને કંઈ ખબરો આપી જતા.

બેના વચ્ચે લાંબા ખરીતાઓની આપલે ચાલ્યા કરતી. એકવાર હેમરાજે લખ્યું કે હાથીઓની સેના વિષે હિંદુસ્તાનીઓ ઘણું જાણે છે, પણ તોપખાના વિષે કોઈ જાણતું નથી. તો કંઈ માહિતી મળે તો મોકલતો રહેજે.

શેરખાં તો ભારે બુદ્ધિશાળી હતો. એણે ધીરે ધીરે તોપખાનાના ઉપરીઓને મળીને, ગોલંદાજો સાથે મિત્રાચારી કરીને તથા તોપો ઢાળનાર કારીગરોને મળીને ઘણી માહિતી એકઠી કરી લીધી. એક ચાંદની રાતે, યમુના નદીના કિનારા

પર આવેલા મોટા વડના ઝાડ પર બેસીને, શાહી તથા બરૂથી એણે વિગતવાર પત્ર લખી કાઢયો. દિવસના અજ-વાળામાં આવો પત્ર લખી શકાય નહિ, અને રાતે ચોકીદાર સિવાય કોઈ સૈનિકને દીવો સળગાવવા માટે શાહી પરવાનગી માગવી પડતી. વળી આવા પત્રો લખવા, જેમાં કંઈ પણ યુદ્ધની માહિતી હોય, એ ભયંકર ગુનો લેખાતો. આ બધાં કારણોને લીધે ચાંદની રાત ને વડના ઝાડની ઘટા દરેક રીતે અનુકૂલ રહેતી.

શેરખાંએ પત્ર લખવો શરૂ કર્યો :

પ્રિય દોસ્ત,

"બાદશાહ બાબરના તોપખાનાનું મેં બધી રીતે નિરીક્ષણ કર્યું છે. એના ફતેહની ચાવી તોપખાનામાં જ છે. આ ખાતા પર મુસ્તુફાખાં રૂમી નામનો એક લાયક માણસ છે, ને બાદશાહ પોતે પણ એમાં ખૂબ રસ લે છે. તોપખાનાનો ઉપરી ઉસ્તાદ અલી કુલીખાં છે. બાદશાહની ખાસ 'બાબરી' તોપ, જે રાણા સંગ સામેની લડાઈમાં વાપરવામાં આવી હતી, એને 'ગાઝી'નું ઉપનામ આપી બહુ માનપૂર્વક રાખવામાં આવી છે.

આ આફત વરસાવનારી અને આકાશી બલા નોતર-નારી તોપોના પણ ઘણા પ્રકાર છે. કેટલીક એવી હલકી છે, કે સિપાહી પોતાની પીઠ પર લઈ જઈ શકે છે; કેટલીક એવી છે, કે બે બળદ કે ચાર બળદ એને ખેંચે છે. કેટલીક કિલ્લા તોડનારી તોપો લઈ જવા માટે કેટલાય

હાથી ને કેટલાય બળદ લાવવા પડે છે. આ તોપો લોઢાના ને પથ્થરના ગોળા ભરીને દારૂથી છોડવામાં આવે છે. કેટલીક તોપો એવી છે, કે જો દુશ્મનનું લશ્કર તદ્દન નજીક જ આવી પહોંચે તો તેમાં રૂપિયા-સિક્કા ભરીને ફોડવામાં આવે છે. અરે, કેટલાક ગોળા પોકળ બનાવવામાં આવે છે, અને તેમાં નસ્તર, ચાકુ, કાતર, પૈસા ભરીને ફોડવામાં આવે છે.

"પહેલાં તો તોપમાંથી ગોળા માત્ર છસો કદમ દૂર ફેંકી શકાતા, પણ બાદશાહની મહેનતથી હાલમાં એ સોળસો કદમ દૂર જઈ શકે છે. તને જાણીને ખુશી થશે કે આખા હિંદભરમાં આવું મોટું તોપખાનું ફક્ત ગુજરાતના સુલતાન બહાદુરશાહ ગુજરાતી પાસે છે.

"મારે તને સામાન્ય રીતે તોપની સાતેક જાતોનાં નામ ને તેના સામાન્ય ગુણ લખવા જોઈએ, જેથી તને



પૂરો ખ્યાલ આવે. આમાં (૧) બુરજી તોપના નામથી ઓળખાતી તોપ છે, જે વજનદાર ને એક સ્થળેથી બીજે સ્થળે મહામહેનતે લઇ જઈ શકાય તેવી હોય છે. એનો ગોળો વજનદાર હોય છે: ને સામાન્ય રીતે કિલ્લાના બુરજ પર જ એને રાખવામાં આવે છે.

" (૨) ફિલકશ નામની તોપ હાથી દ્વારા એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાય છે. એ કિલ્લા તોડવા માટે કામ આવે છે. (૩) ગાવકશ, આ સૈન્યની સાથે રહેનારી ભારે તોપો છે. કેટલીક વાર પાંચસો પાંચસો બળદ એને ખેંચે છે. (૪) મરદુમકશ, આ તોપ નાની ને હલકી છે. માણુસ ખભા પર કે માથા પર લઈ જઈ શકે છે, (૫) તરનાલ, આ તોપ વજનમાં હલકી રહે છે, પણ 'મરદુમકશ' ની જેમ એને ઉપાડવા માટે એક નહિ, પણ ચાર પાંચ માણસોની જરૂર પડે છે. બાદશાહ મુખ્યત્વે આવી તોપો રાખે છે. જેનું પ્રચલિત નામ 'હાઝર તોપ' છે. આ સિવાય પણ ઘણા પ્રકારની તોપો છે. હાલમાં એક વિશ્વાસુ તોપચીએ કહ્યું કે, બાદશાહ એક એવી તોપ બનાવરાવી રહ્યા છે, કે એક સાથે સત્તર ભડાકા થઈ શકે.

" તોપખાનામાં સામાન્ય રીતે પાંચ જાતના હોદ્દાવાળા માણસો રહે છે. મુખ્ય માણસ દારોગા કહેવાય છે, તે પછી મીરઆતિશ, ગોલંદાજ, કળબાજ ને તોપચી આવે છે. તોપોના પ્રસિદ્ધ ત્રણ પ્રકારમાં 'ગજનાલ' નામની મોટા ભાગની તોપો હાથી પર જાય છે. 'શુતરનાલ' ઊંટ પર ને 'હથનાલ' જે માણસ ઉપાડી જાય એવી હોય

છે. આ તોપો ઢાળીને પણ બનાવાય છે, ને જુદા જુદા ભાગ જોડીને પણ બનાવાય છે. આ બધી તોપો ઉપર બનાવનારનું નામ, બાદશાહનું નામ, તારીખ, એનું વજન, એના મોંની લંબાઈ–પહોળાઈ, ભરવાના ગોળાનું પ્રમાણ ને દારૂનું પ્રમાણ લખેલું હોય છે.

"એક માત્ર છેલ્લી રસમય વાત લખીને હાલ પૂરતો આ પત્ર બંધ કરીશ. આ તોપો પર કેટલીક વાર સુંદર લખાણ હોય છે, જેમ કે એક તોપ પર લખ્યું છે, કે

"અજગરની માફક દિલ અને દેહમાં ઘણા ભયંકર દાગ રાખું છું. એ દુશ્મન, મારાથી બચતો રહે, કારણ કે મુખમાં હું આગ રાખું છું.

"જ્વાલામુખી જેવો એનો લાવા ને વીજળીના જેવો એનો માર છે. શત્રુઓની સવારને એ પોતાના ધુમાડાથી સાંજ બનાવી દે છે."

"આ તોપ આકાશી બલા છે. એ પોતાના એક અવાજથી શત્રુનું નસીબ પોતાના ધુમાડાની જેમ કાળુ શાહી કરી નાખે છે."

"બસ, પત્ર પૂરો કરું છું."

પત્ર લખીને શેરખાંએ ઝાડની ડાળો આઘી કરી, દૂર દૂર જોયું. જમના નદીના પ્રવાહ પર તદ્દન શાંતિ હતી. એણે ધીરેથી પોતાની પીઠ પર લટકતા ભાથામાં રહેલું એક કબૂતર બહાર કાઢયું. નાનું મસ્ત કબૂતર એના હાથ પર નૃત્ય કરી રહ્યું. શેરખાંએ કાગળનો નાનો લખોટો બનાવી, રેશમી

દોરી વડે એને વીંટી કબૂતરની ડોકે પરોવી દીધો. પછી કબૂતરને હથેળીમાં પકડી, અને હોઠ પર ધરી બે વાર ચૂમી લીધી ને ધીરેથી કહ્યું :

" શીરીન, દિલ્હી, હેમરાજ !"

કબૂતરે નાની રૂપાળી પાંખો ફફડાવી ને બધી વાત સમજ્યું હોય તેની ખાતરી આપી. પછી એ ધીરેથી હવામાં તર્યું, ને પોતાના શરીરનો હવામાં ઘસારો પણ ન થાય, એ રીતે દૂર દૂર ચાલ્યું ગયું.

શેરખાં પ્યારભરી નજરે એને જતું જોઈ રહ્યો.

એક દહાડો સંદેશો આવી પહોંચ્યો કે,

" હેમરાજ, તીર, તલવાર ને કટારી સજી રાખજો. શેરખાં હવે હિંદનો મુલક હાથ કરવા ઉપડે છે. હેમરાજ, તું જાણે છે, કે હું શા માટે લડાઈએ ઉપડું છું ? ચારેક દિવસ પહેલાં એક ખાણાના પ્રસંગે બાબરશાહે મારી પ્રશંસા કરી હતી. એણે કહ્યું કે " આ જુવાન કદી પણ પોતાના ધારેલા કામમાંથી ચળનાર નથી. આગળ જતાં તે નામના કાઢશે " આવો મુસદ્દી માણસ વખાણ કરે એનો અર્થ તો તું સમજી જજે !

હેમરાજ આટલો સંદેશો વાંચી આશ્ચર્યમાં પડી ગયો. એને શૂરવીર શેરખાં મુસદ્દી પણ બનેલો લાગ્યો. જો કોઇ બીજા માણસની બાદશાહે પ્રશંસા કરી હોત તો તે ફૂલીને ઢોલ થઇ જાત, ત્યારે અહીં તો ઉલટો શેરખાં નાસી છૂટયો. ખરેખર, બાબરે આ અફઘાનને પિછાની લીધો હશે.

શેરખાંએ આગળ જણાવ્યું હતું કે "હેમરાજ, બાદ-શાહ બાબર રાજનીતિ કુશળ છે, એમાં શક નથી; પણ

ભારતમાં એ અજાણ્યો છે. લડાઈ સિવાય રાજકાજમાં મંત્રીઓ જ એની આંખ છે. પ્રજા પણ જાણે છે, કે રાજા તો સ્વાર્થવશ લડાઈઓમાંજ મશગૂલ છે, પ્રજા તરફ લક્ષ નથી; એટલે તેઓને રાજા તરફ પ્રેમ જાગતો નથી. હેમરાજ, જો આ વસ્તુ આપણે સમજીએ, મંત્રીઓને બદલે જાતે પ્રજાની તપાસ રાખીએ, અંદરની ફાટફુટ ને ભેદભાવ છોડી દઈએ તો હિંદનું સિંહાસન હાથ વેંતમાં છે. આ માટે તમો મને તાબડતોબ દિલ્હી બહારના મેદાનમાં મધરાતે મળજો. મારે સલાહ લેવી છે. "

ચંદેરીની સવારીમાંથી શેરખાં હમણાં જ પાછો ફર્યો હતો. અને આ સવારી જોઈને જ તેને બાદશાહ થવાની તીવ્ર તમન્ના જાગી હતી.

સાંજ થઈ અને હેમરાજે ઘોડો મંગાવી રાખ્યો. મધરાતે પેલા મેદાનમાં બે સીસોટીઓ નિર્જન એકાંતમાં ગાજી. થોડીવારમાં એક ઝાડ નીચે બે સવારો આવી ઊભા રહ્યા. થોડીએક વાર વાતચીત ચાલી ને આખરે એક બીજા હાથે હાથ મિલાવતા છૂટા પડયા.

"હેમરાજ, શાસ્ત્ર શું કહે છે?"

"બળ અને કળ! કોટિલ્યનીતિ તો તું જાણે છે. જે શત્રુ બળથી કબજે ન થાય તેને કળથી ને છળથી કરવો. પણ એક વાત યાદ રાખજે! ભારતમાં ધર્મભેદ વચ્ચે ન આણીશ. તું જેવો આદર્શ મુસલમાન છે, તેવા જ આદર્શ હિન્દુઓથી રંચ માત્ર ખીઝાઈશ નહિ.

"હેમરાજ, એ વાતે મૂંઝાઈશ મા! બાદશાહ બનીશ તો બાદશાહી કરી બતાવીશ. મારા રાજ્યમાં મારી પ્રજા મારા પેટનાં જણ્યાં બરાબર હશે. ખેડૂતો અમનચમન કરશે. એક અપંગ ડોશી વાટ પર અડધોશેર સોનું લઈ મુસાફરી કરી શકે, એવું રાજ્ય રચવું છે."

"જા, તારું કલ્યાણ છે, વિજય તારો છે. જરૂર પડે હેમરાજને તેડું મોકલજે! હમણાં તો એક મંદિર બાંધી શાન્તિની પ્રાર્થના ને અહિંસાના ઘંટ વગાડું છું. પણ એનાથી એ ડર રખે રાખતો કે એ આરતી ઉતારનાર હાથમાં તલવાર ઝાલવાની શક્તિ રહી નથી. જા, ઈશ્વર તારો મદદગાર હો!"

ગળતી રાત્રે મિત્રધર્મના કોલ આપી બંને મિત્ર છૂટા પડયા.

થોડાએક દિવસો બાદ ફરી કબૂતર આવી જતાં, શેરખાં વળી એક ચાંદની રાતે વડલાની ઘટામાં છુપાઈ કાગળ લખવા બેઠો. એણે લખવા માંડયું:

"પ્રિય દોસ્ત,

"બાદશાહની છાવણીમાંથી કદાચ આ છેલ્લો ખત હશે: ને આ ખત લઈને પ્યારું શીરીન તને મળશે, ત્યારે તો કદાચ મેં બિહાર પર કબજો કરી લીધો હશે. બાબરશાહ જેવા બુદ્ધિમાન ને બળવાન દુશ્મન સામે લડતાં મન પાછું હઠે છે: પણ તું અને મારા વફાદાર મિત્રો મારી પાછળ છે: એ હુંફે મન હિંમતમાં છે.

"બાબરશાહનો વહાલો બેટો હુમાયું ગંભીર માંદગીના બિછાને છે. બેટાની ચાકરીમાં બાપ દિનરાત લી ગયે છે. કદાચ આ તકનો પણ લાભ મળે.

"આમ બાદશાહી માટે ઉતાવળ કરવાનું બીજું પણ કારણ છે. બધી રૈયત અંધેરથી કંટાળી ગઇ છે. ખેડૂતો ખેતીથી હારી બેઠા છે. ધોરી રસ્તાઓ ખોદાઇ ગયા છે, એટલે વેપાર ખોરવાઈ ગયો છે. લેવડ દેવડ માટે સિક્કાનો કોઈ ચોક્કસ પ્રકાર નક્કી નથી. વટેમાર્ગુઓના જીવ લૂંટારાઓની દયા પર છે. ઈશ્ક, પ્રેમના નામ પર અમલદારો ગાંડા છે. રાજમહેલમાં શરાબ ને સુંદરીનો મેળો છે. ઈબ્રાહીમ લોદીને મારનાર, અમારા અફઘાનોના કાળ બાબરશાહને જો હરાવી શકયો તો, યાદ રાખજે કે એક મોગલને હિંદની ધરતી પર નહિ રહેવા દઉં.

"એટલું મારા ધ્યાનમાં છે, કે રાજા બનીને હું રૈયતને સુખી કરીશ. સુંદર કાયદા કરી દેશને આબાદ કરીશ. હિંદને મારું વતન માનીશ. અચ્છા, આખીરી સલામ! મારા દોસ્તો મારા બુલંદ નાદની રાહ જોતા ખડા છે. શેરખાં હવે શેરશાહ બનવા જાય છે. અલ્લાની દુઆ ને તારી મહોબ્બત બંને સાથે છે. આમીન!"

ફરીવાર પ્યારી કબૂતરી શીરીન પ્રવાસે ઉપડી ત્યારે શેરખાની છાતીમાં ભયંકર અવાજો થઈ રહ્યા હતા.

## આદર્શ પિતા

હિંદના મેદાનમાં મરજીવાઓએ મોતના સંગ્રામ માંડ્યા હતા. દિલ્હી તો રાજધાનીનું શહેર. રોજ નવા ધડાકા ને નવા તડાકા. એ દિવસથી બિમાર બેટાને લઇ બાબરશાહ શાહી કિલ્લામાં આવ્યા હતા.

શીરીન જ્યારે દિલ્હી પહોંચ્યું : ને જઈને હેમરાજના ખભે બેસી, ગટરટુ ગટરટુ કરવા માંડ્યું, ત્યારે સ્વપ્નોની દુનિયામાં અટવાયેલ હેમરાજ વિચારનિદ્રામાંથી જાગ્યા.

"કોણ શીરીન!" હેમરાજે કબૂતરને હાથમાં લીધું, ને ચિઠ્ઠી છોડી. ચિઠ્ઠી વાંચતાં નાચી ઊઠ્યો. 'શાબાશ દોસ્ત, આખરે વનના રાજાએ પોતાનું રાજપદ લેવા તૈયારી કરી ખરી. અરે, આજે તો એણે બિહાર લઈ પણ લીધું હશે : ને બંગાળ પર એની કૂચના ડંકા સંભળાતા હશે. અરે દાસી, આ કબૂતરને સોનાની ઘૂઘરમાળ પહેરાવ ને સુંદર ખાવાનું આપ તથા સુરક્ષિત જગ્યાએ હુંફાળું બિછાનું કરી દે."

દાસી કબૂતરી લેવા આવી. હેમરાજે પોતાના ગાલ સાથે એના દેહને પંપાળી દાસીના હાથમાં સોંપી. સોંપતાં એણે કહ્યું :

"અરે, જે કામ માણસો વફાદારીથી કરી શકતા નથી, એ આ ભોળાં જાનવર કેવા પ્રેમથી કરે છે: છતાં માણસ એનો સંહાર કરી, પાપી પેટ ભરતાં શરમાતો નથી."

હેમરાજ વિચારમાં ને વિચારમાં આગળ વધ્યો : ને આંગણામાં બાંધેલા પ્રિય હાથી 'હવા' સાથે ગેલ કરવા લાગ્યો. હવા પોતાના પ્રિય હેમરાજને મળીને ભારે ખુશ દેખાતો હતો.

એટલામાં દાસી દોડતી આવી, ને કહ્યું : 'દુકાનના રોકડિયાજી (મુનીમ) કાનમલજી મળવા આવ્યા છે."

શેઠ રાજપાળજીની પેઢી દિલ્હીમાં વખણાતી હતી: ને કાનમલજી રોકડિયા (મુનીમ) એનો પ્રાણ હતા. એ શેઠની વતી લાખોની લેવડ દેવડ કરી શકતા. ભારે વિશ્વાસુ માણસ, પોતાનો પુત્ર તેમની પાસે શીખીને હોશિયાર થાય, એ પિતાની ઇચ્છા હતી, ને ભલભલા પથ્થરોને ઘડી ઘડીને માનવ બનાવનાર કાનમલજીને પણ એની ભારે હોંશ હતી; પણ હેમરાજ બંનેમાંથી એકેને સંતોષ આપી શક્યો નહોતો. રાજપાળજી કહેતા કે, "કાનમલજીને જિંદગીમાં આવો ઠોઠ નિશાળીઓ નહિ મળ્યો હોય."

પણ એ સામે વાંધો ઉઠાવતાં કાનમલજી કહેતા: "ના, શેઠજી, એ વાત ખોટી. આટલો હોશિયાર નિશાળિયો હજી મને મળ્યો જ નથી. ધારે તો એ મારી ગૂચ કાઢે એવો છે. પણ ન જાણે કેમ, એને આણુ-પાણુના સરવાળા ને વહીખાતાનું કામ હલકું લાગે છે. એ ઘણી વાર મને કહે છે: 'રોકડિયાજી, હું આ સરવાળા-બાદબાકીરૂપી માંખોની ટાંગ

તોડવા સરજાયો નથી. હું તો બાદશાહી કરવા જન્મ્યો છું. પણ એક મારા મિત્રને મેં વચન આપ્યું છે, એટલે લાચાર છું.' શેઠજી, હેમુજી મોટા માણસ થવાના."

રાજપાળજી કંઇ જવાબ ન આપતા: પણ આ કારણે હેમરાજ ને કાનમલ વચ્ચે છૂપી દોસ્તી જામી હતી. કાનમલ પાંસઠથી ઉપરની ઉંમરનો હતો. બુઠી છરીથી શાક પણ સમારતાં ડરતો હતો. હથિયાર છે, રખેને વાગી બેસે ! વળી એમ થતાં કદાચ લોહી નીકળી પડે, ને લોહીને જોઈ પોતાને ચક્કરી આવી જાય. આ માટે શાક સમારવા જેવું જોખમનું કામ કરવા ઘેર એક નોકર રાખ્યો હતો. ફરવાની એમને મુદ્દલ ટેવ નહોતી, ને ગાદીતકિયે બેસી બેસી એમની ફાંદ મોટી ગોળા જેવી બની હતી, ને એ ફાંદ પાસે એમનું માથું, હાથ ને પગ તો ગૌણ બની જતા.

એ કાનમલજી આજ જોરથી ચાલ્યા આવતા હતા. શ્વાસ તો માતો ન હતો. નક્કી કંઈ ખાનગી ખબર ! હેમરાજ પાસે ગયો, ને એમને નીચે બેસાડી ખબર પૂછવા લાગ્યો.

"હેમરાજ, નવી ખબર. બાબરશાહ ગુજરી ગયા."

"રોકડિયાજી, ભૂલ્યા. બાબરશાહ નહિ, શાહજાદો હુમાયુ ગુજરી ગયો હશે. એ ગંભીર માંદગીમાં હતો."

"ના, ના, આશ્ચર્યની વાત તો એ જ છે ને! લોકો કહે છે, કે હુમાયુને બચવાની કોઈ આશા ન રહી, ત્યારે કેટલાક મોલવીઓએ બાબરશાહને કહ્યું, કે તમારું પ્રિય અલ્લાને અર્પણ કરો, તો કદાચ ખુદાની મહેર ઊતરે !"

બાબરશાહ કહે, 'મારું પ્રિય શું ?"

મૌલવીઓ કહે: "શહેનશાહ, હીરા, માણેક મોતી, આપના ખજાને ક્યાં ખોટ છે?"

વિદ્વાન બાબરશાહ કહે: "દરબારીઓ, એ મારું પ્રિય ન કહેવાય. સહુથી વધુ પ્રિય તો મારી જિંદગાની. બેટાની જિંદગાની ખાતર બાબરશાહ પોતાની જિંદગાની અલ્લાને આપે છે."

ને હેમરાજજી, તમે નહિ માનો, પણ શાહજાદો સાજો થયો ને બાદશાહ ગઈ કાલે ગુજરી ગયા. ભાઈ, આ કળિકાળમાં પણ ભગવાન હાજરાહજુર છે હો. ભક્તિ કરનાર જોઈએ."

"વાહ, વાહ, સંસારમાં સાચો બાપ બાબરશાહ. બાપ–બેટાની મહોબ્બત એણે સાચી કરી બતાવી. પણ..." હેમરાજ એકાએક ગમગીન બની ગયો!

"હેમરાજ, ગમગીન શા માટે? આપણે તો તખ્ત પર હોય તે સાચો રાજા! પછી બાબર હોય, હુમાયુ હોય, રાણો સંગ હોય કે શેરખાં હોય. વેપારીને વળી લાંબી પંચાત શી?" રોકડિયાજીએ એ કાળે પ્રવર્તતી રાજકીય ઉદાસીનતા પ્રગટ કરી.

"રોકડિયાજી, એમાં તમે ન સમજો. બાબરશાહ જેવો દાનો દુશ્મન મળવો મુશ્કેલ છે. મારી ઇચ્છા તો મનની મનમાં રહી. આવા જવાંમર્દો દુનિયામાં જવલ્લે જ પેદા થાય છે. આશા હતી કે કોઈ વાર બન્ને હાથ અજમાવશું. વારુ, પણ હું કેમ ભુલું?" હેમરાજના મુખ પર એકદમ

પ્રસન્નતા છવાઈ ગઈ. રોકડિયાજી આ જુવાનિયાના આવા વર્તનથી મૂંઝાઇ ગયા. એમણે વિચાર્યું કે આમ ને આમ કોઈ વાર આની ડાગળી ચસકી જવાની. એમણે કહ્યું :

" અરે, હમણાં તો ઉદાસ બની ગયા હતા. ને હમણાં વળી ખુશ થઈ ગયા ?"

" ખુશ થવા જેવી વાત છે. મારો ફરીદ, ના, ના શેરખાં, અરે ભૂલ્યો હવે તો શેરશાહ બિહારનો રાજા બન્યો છે. ને બંગાળ પર ચઢ્યો છે. એને આ શુભ શુકન થયા. શેરશાહનું મેદાન મોકળું થયું. બિનઅનુભવી હુમાયુને તો એ ચપટીમાં ચોળી નાખશે."

" ચાલો, પેઢી પર. બેસતો રાજા હોય ત્યારે બરાબર સંભાળ રાખવી જોઈએ," રોકડિયાજીએ ચાલુ વ્યવહાર-સૂત્ર કહ્યું.

" ચાલો." બંને ચાલ્યા ગયા.

# ચતુરની ચતુરાઈ

**આખરે** કરોળિયો જાળમાં સપડાયો. બાબરશાહની ગેરહાજરીનો લાભ લઈને હિંદુસ્તાન પચાવી પાડવા નીકળેલો શેરખાંનો, હિંદના નવા શહેનશાહ હુમાયુએ બરાબર પીછો પકડયો હતો. શેરખાં કહેતો હતો કે અમારા બાપદાદાનું હિંદ છે: હુમાયુ કહેતો હતો કે એ તો મારા બાપનું ફતેહ કરેલું છે. અમારા નવલોહિયા સૈનિકોના લોહીની અહીં અમે નદીઓ વહેવડાવી છે, ને એમના દેહની કબરોની અહીં નગરીઓ વસાવી છે: એ રીતે મેળવેલું હિંદ અમારું છે. એ લેવા કોઈ આવે તો અમે કેમ સાંખીએ ?

અને હુમાયુએ એક લાખની સેના રણમેદાને ઉતારી. ઝુંઝાર જોદ્ધાઓ, અરબી તોખારો, ભયંકર તોપખાનાઓ ને હાથીઓથી સજ્જ થઈને એણે બંગાળને બચાવવા કદમ ઉઠાવ્યા.

બિહારનો શાહ શેરશાહ ચુનારગઢના કિલ્લામાં એ વેળા હતો. દરિયાનાં મોજાં જેવી અગણિત સેનાએ ચુનારગઢને ઘેરી લીધો. એ ઘેરામાંથી કાળા માથાનો માનવી તો શું, એક જીવજંતુ પણ પસાર ન થઈ શકતું. ઉપર આકા-

શમાં પણ સેનાના પાળેલા શકરા બાજ પહેરો દઈ રહ્યા હતા. કોઈ કબૂતર કે કોઈ પંખી ચુનારગઢ તરફ જઈ શકતું નહિ.

ભારે થઈ હતી. અજગરના મોંમા હાથે કરીને શિકાર આવી પડે, એવો તાકડો બાઝયો હતો. અરે, બે ચાર દિવસ થશે કે શેરશાહ સલામ ભરતો ને દયા યાચતો શરણુ સ્વીકારવા આવવાનો!

હુમાયુની મોગલસેના મસ્તીમાં ગુલતાન હતી. કોઈ કોઈ ગાતું, કોઈ બજાવતું, કોઈ કવ્વાલી કરતું. કોઈ પટાબાજી ખેલતું તો કોઈ ઘોડદોડ કરતું. એવા એક બડી ફજર (પ્રભાત)ના વખતે એક સાંઈ પોતાની લાજવાબ અદાથી છાવણી તરફ ચાલ્યો આવતો દેખાયો.

એણે ગળાથી તે પગ સુધીની ભારે કફની પહેરી હતી: છતાંય એમાંથી એનો ઊંચો ઉઠેલ સીનો ને મોટા સશક્ત બાહુઓ જોનાર પર પહેલી તકે છાપ પાડતા હતા. એણે કાનમાં કેસરી પાંચીકાનાં ત્રિકોણ લટકાવ્યાં હતાં, ને બાવડા પર ચાર–છ તાંબાનાં ને રૂપાનાં તાવીજ બાંધ્યાં હતાં. હાથ પર કાળા, પીળા ગોળ મણકાની માળા હતી. માથા પર ચોકડીદાર માથાબંધણું હતું, ને એમાંથી એના ગુચ્છાદાર બાલ બહાર દેખાતા હતા. એક હાથમાં મોરપિછ હતું: ને બીજા હાથમાં સીસમની રૂપાનાં ચકતાંથી મઢેલી જાડી લાકડી હતી.

“ખુશ રહો, બચ્ચે! લાવો, સાંઈ કો કયા દેતે હો.” સાંઈએ મોટા અવાજે કહ્યું.

કેટલાક સિપાઈઓ ફકીરની પ્રતિભામાં અંજાઈ ગયા, કેટલાક મશ્કરીમાં બોલ્યા :

"છે કંઈ ફિકર. બસ લાવો, દો!"

સાંઈ આ સાંભળી આગળ આવ્યો, ને ટીકા કરનારાઓની પાસે જઈ બોલ્યો :

"બિરાદરો, સાંઈ કોને કહેવાય, જાણો છો?
"ફિકર સબકો ખા ગઈ, ફિકર સબકા પીર
ફિકરકા ફાકા કરે, ઉસકા નામ ફકીર."

ફકીરના આ નીડર જવાબથી સહુ ખુશ થઈ ગયા, ને અદબ ભીડી પાસે આવીને ઊભા રહ્યા. સાંઈએ ખલતામાંથી ધૂપદાની કાઢી, એમાં લોબાન ચેતાવ્યો. શેરીલોબાનની સુગંધ ચારે કોર પ્રસરી રહી. એ ધૂપ પર પોતાની મોરપીંછ ફેરવતાં સાઈએ કહ્યું :

"બિરાદરો. આજ કોઇ સવાલ પૂછો. જે પૂછશો એનો જવાબ આપીશ, પણ ઉસ્તાદના બોલ છે કે ફક્ત એક સવાલનો જ જવાબ મળશે,"

"એક જ સવાલ?" સિપાઈઓ પોતાનું નસીબ જોવરાવવા ઉત્સુક બન્યા હતા, એ આ વાતથી ઠંડા પડી ગયા. અરે, એક જ સવાલ પૂછવો હોય તો એ વસ્તુ નક્કી જ છે. એક વૃદ્ધ સિપાહીએ આગળ આવીને પૂછ્યું :

"સાંઈજી, અફઘાનો જીતશે કે મોગલો? જંગની ફતેહ કોના મુકદરમાં લખેલી છે?"

સાંઈએ આંખ મીંચી દીધી, પળવાર બધે નિ:સ્તબ્ધતા છવાઇ ગઈ. લોબાનની મહેક બધે ખુશબો ફેલાવી રહી હતી. થોડી વારે સાંઇએ આંખો ખોલી કહ્યું :

"અખિરમેં મોગલ લોક ફતેહ પાયેંગે."

"અખિરમેં માને કયા ?"

"બેટા, જો કહના થા કહ દિયા, ઉસકા માયના અબ તુમ સોચ સમજ લો. તુમારે ભી અચ્છે અચ્છે આલમ ફાઝલ હૈં!"

સિપાઈઓ આગળ કંઈ ન બોલ્યા. ફરીવાર સાંઈએ ધ્યાન ધર્યું: ને થોડીવારે આંખો ઉઘાડી કહ્યું:

"દોસ્તો, કોઈ મુઝે ગેબસે કહેતા હૈ, ચુનારગઢ જાઓ, ગાફેલોંકો જગાઓ.'

"ચુનારગઢ? સાંઈજી, પંખીને પણ જવા દેવાની મનાઇ છે."

"બરાબર છે. પણ હું તો ગાફેલ અફઘાનોને કહેવા જાઉં છું, કે તમારા નસીબમાં ફતેહ લખાયેલી નથી. મોગલોને શરણે જાઓ. બહાદુરો, તમારી તોપ-બંદૂકોથી જે ફતેહ નહીં હાંસલ થાય, એ આ સાંઈની જબાનથી થશે. મને ન રોકો. ચાલો, કોણ અલ્લાનો પ્યારો મને રાહ બતાવે છે!"

સાંઈની જબાનમાં જાદુગરી હતી, સિપાઈઓ બીજી વાર ના પાડી શકયા નહિ, બલ્કે કેટલાક સિપાઇઓ એને છાવણીની બહાર સહીસલામત પહોંચાડવા સાથે થયા. થોડી-

વારમાં સાંઈ ચુનારગઢના કિલ્લાની નજીક જઈ ઊભો રહ્યો. મોગલ સૈનિકો પોતાની છાવણીમાં પાછા ફરી ગયા.

ચુનારગઢના કિલ્લા પરથી એકદમ પડકાર આવ્યો. "જે કોઈ હોય, ત્યાં ને ત્યાં થોભી જાય. નહીં તો જિંદગીથી હાથ ધોવા પડશે."

સાંઈ ઠંડાશથી ઊભો રહ્યો, અને પોતાના હાથનો લીલો રૂમાલ ઉડાવવા લાગ્યો. મોંએથી કંઈ કંઈ બોલવા લાગ્યો. કિલ્લા પરના સૈનિકો એને પાછો જવા ધમકી આપી રહ્યા હતા, બંદૂકોની નાળ એની સામે લાંબી કરી રહ્યા હતા, પણ જાણે એની સાંઈ પર કોઈ અસર નહોતી.

"સાંઈ, પાછા વળી જાઓ."

"નહિ વળું. ખુદાને ભેજા હૈ."

ભારે ગરબડાટ મચી રહી. અચાનક ચુનારગઢના બુરજ પર શેરશાહ દેખાયો. સાંઈ તાળીઓ પાડી વધુ કુદવા લાગ્યો. શેરશાહે ધનુષ્ય પર તીર ચડાવી એના પર ચિઠ્ઠી બાંધી. તીર સાંઈથી બે કદમ દૂર જઈ ભૂમિમાં ખૂંતી ગયું. એમાં લખ્યું હતું:

"પશ્ચિમની દિવાલે ઊભા રહો. મારા સૈનિક પાણી ખેંચવાના કોસમાં તમને ઉપર ખેંચી લેશે. હથિયાર–પડિયાર છોડીને આવજો."

સાંઈ ત્યાં જઈને ઊભો રહ્યો. થોડી વારમાં ઉપરથી ચામડાનો મોટો કોસ ઊતરી આવ્યો. સાંઈ એમાં બેસી ગયો. થોડીવારમાં ઉપર ખેંચાઈ ગયો.

"સાંઈ, તસલીમ !"

"તસલીમ, ખુદા તને ઉમરદરાજ કરે. શહેનશાહ ! અલ્લા તને બળ ને કળ બંને બક્ષે. આગેકદમ ને પીછેકદમની સાચી રોશની તને પહોંચાડે."

"આગે કદમ ને પીછે કદમ ?" શેરશાહની આંખો ખેંચાણી. એણે સાંઈના ચહેરા પર તીક્ષ્ણ નજર નાખી. સાંઈ તો ગાંડાની જેમ ખડો હતો, પણ શેરશાહ તરત એને પરખી ગયો. શેરશાહ એકદમ આનંદમાં આવી કંઈ બોલવા જતો હતો: ત્યાં સાંઈએ ઉર્દૂ જબાનમાં વાત ન કરતાં શુદ્ધ નાગરી ભાષામાં કહ્યું:

"શાહ, ષટ્કર્ણો ભિદ્યતે મંત્ર ! રાજનીતિ માટે છ કાન નકામા !"

સાંઈ અને શેરશાહ થોડીવારમાં અંદર ચાલ્યા ગયા. ગુપ્ત ખંડમાં બંને જઈને બેઠા. શેરશાહ ખૂબ આનંદમાં આવી ગયો હતો. એણે કહ્યું:

"હેમરાજજી, અહીં ક્યાંથી ?"

"તારી ભૂલ બતાવવા. એક ઠેકાણે પડેલું પાણી–વગર ખર્ચ કર્યે પણ સુકાઈ જાય. અટકી મ થા. અહીં ઘેરાયેલો પડ્યો રહીશ, તો વગર મોતે મોત છે. શેરશાહ, રાજનીતિનો આશ્રય લે. મરી ખૂટે ફતેહ મળતી નથી. મરી જનારો પોતાનું ને પારકાનું બન્નેનું ખરાબ કરે છે. છોડી દે ચુનાર ! આગળથી ન ખવાય તો પાછળથી ખાઈ લે."

વિલક્ષણ શેરશાહને એટલી સૂચનાની જરૂર હતી.

એણે નવી શેતરંજ બિછાવી, પોતાના વિશ્વાસુ સેનાપતિઓને બોલાવ્યા, અને એજ સાંજે જ્યારે ચુનારગઢમાંથી એક તરફ પાણીના કોસમાં બેસીને સાંઈ મૌલા ગઢની બહાર ઊતરતા હતા, ત્યારે બીજી તરફ શેરશાહ ગઢ છોડી રહ્યો હતો. ચુનંદા સવારો અને ખજાના સાથે એ ખાનગી રસ્તાઓ દ્વારા બંગાળની રાજધાની ગૌડ તરફ ચાલી ગયો.

પણ ચુનારગઢના દરવાજા હજી બંધ જ હતા. પેલો સાંઈ તેમને કહી ગયો હતો કે અફઘાનો મારી વાત માની ગયા છે. બે–ચાર દિવસમાં સુલેહની ઝંડી ફરકી સમજો. નકામો દારૂગોળો ન બગાડશો.

અહીં ચારના આઠ દિવસ ગયા, છતાં સુલેહની ઝંડી ન ફરકી, તેમ સુલેહનો સંદેશો લઈને કોઈ દૂત પણ ન આવ્યો. મોગલોને દગાનો ભાસ થયો. એકદમ તેઓએ સૈન્યને હલ્લો કરવા હુકમ આપ્યો.

હુમાયુની સાગર સમી સેનાને ચુનારગઢ જીતતાં વાર ન લાગી. ન જાણે અફઘાનો કેવા ડર્યા કે એકે જણાએ સામનો ન કર્યો

હુમાયુએ ભારે દબદબાપૂર્વક ચુનારગઢમાં પ્રવેશ કર્યો, ત્યાં તો દૂત સંદેશો લઈને પહોંચ્યો, કે "શહેનશાહ, શેરશાહે બંગાળની રાજધાની ગૌડ નગર પર કબજો કરી લીધો છે. ખજાનો કબજે કર્યો છે. દારૂગોળો ઉડાવી દીધો છે."

આ સમાચારથી હુમાયુ ભારે ગુસ્સે ગયો. એણે થોડીએક સેના ચુનારગઢના બંદોબસ્ત માટે રાખી અને

બાકીની સાથે ગૌડનગર તરફ કૂચ શરૂ કરી. એ વીજળીક કૂચ હતી.

જોતજોતામાં મોગલ સેના ગૌડનગરના દરવાજા પર આવી પહોંચી. આકાશ ઘોડાના દાબલાથી ગાજી રહ્યું: દિશાઓ સૈન્યના હોકારાથી કંપી રહી, મોગલ-મહાસાગર સામે કયો માઈનો લાલ ઝીક ઝીલી શકે તેમ હતો?

અરે, કહેવાતો શેર-શિયાળની જેમ ભાગીને રોહતાસના કિલ્લામાં છુપાયો. શાબાશ હુમાયું!

પણ હુમાયુ એમ માને તેમ નહોતો. એણે હુકમ કાઢ્યો, કે પકડી પાડો એ સિંહનું ચામડું ઓઢીને ફરનાર શિયાળને!

મોગલ સેનાપતિઓએ કહ્યું: "મહારાજ, ચોમાસુ બેસી ગયું છે. બાદલ ગરજી રહ્યાં છે, પાણી વરસી રહ્યું છે, ચોમાસું પૂરું થવા દો!"

શાહેનશાહ હુમાયુએ એ વાત કબૂલ કરી, ને કહ્યું:

"ભલે એ શિયાળ થોડા દહાડા શેરના સ્વાંગમાં છુપાઈને જીવે. બાકી તો ચંદ્રની ડરી શિયાળ ક્યાં જઈને છુપાશે?"

## આખરે શહેનશાહ બન્યો

**વર્ષાનાં** વાદળો પૂરાં વરસ્યાં–ન વરસ્યાં ને એશઆરામ માણી રહેલા હુમાયુએ મોગલ સેનાને સાબદી કરી, ડંકે ચોટ દીધી: ને સારા શુકને લશ્કર દડમજલ કૂચ કરતું આગળ વધ્યું.

ન રાત જોવાની, ન દી જોવાનો. બસ, આગેકદમ આગે-કદમ ! આ પ્રલયની આંધિ સામે કોણ ટકવાનું હતું ? પ્રત્યેક મોગલ બચ્ચો આજે મેદાને પડ્યો હતો. હથિયાર હાથમાં પકડી શકે એવો બાળક કે વૃદ્ધ કોઈ ઘેર રહ્યો નહોતો. ભારે જેહાદ હતી, હિંદની ધરતી પરથી અફઘાનોનું જડાબીટ કાઢી નાખવાની. આ પ્રતિજ્ઞા પાકી હતી, કારણ કે મોગલો જાણતા હતા કે અફઘાનોએ સામે તેવી જ પ્રતિજ્ઞા કરી હતી.

કર્મનાશા નદીના કિનારે આવીને મોગલસેના વિશ્રામ લેવા થોભી. ગંગાનાં પુર હાથીવેગાં હતાં. હુમાયુએ ચારેક દહાડા વિશ્રાંતિ લેવા હુકમ કાઢ્યો, કારણ કે સવારે જ એક દૂત શેરશાહ તરફથી સુલેહનો સંદેશો લઈને આવી પહોંચ્યો હતો. શેરશાહ લખતો હતો કે, “ શહેનશાહ બાબરના સૈન્યમાં

મને જે માન ને ઈજ્જત હતી, તે બક્ષો તો, સેવક ગુલામ થવા તૈયાર છે."

હુમાયુએ પોતાના વિશ્વાસુ મંત્રીમંડળને એકઠું કર્યું. સહુએ લાંબા વખત એના પર વિચારણા ચલાવી. કોઈ કહે, એ દગાબાજ છે, એનો વિશ્વાસ ન કરવો. કોઈ કહે, જો નમતો આવે તો લડાઈ કરવાથી સર્યું! દિવસભરમાં આ વાત પર કોઈ પાકો નિર્ણય ન થઇ શક્યો. ફરી વાર રાતે મંત્રીમંડળ સુલેહની દરખાસ્ત પર વિચાર કરવા એકત્ર થયું.

મોગલ સેનામાં આ સમાચાર-ગમે તે રીતે ફૂટીને પ્રસરી ગયા હતા. તેઓએ વિચાર્યું કે મંત્રીમંડળ ગમે તે નિર્ણય કરે, પણ હવે લઢાઈ તો નહીં લડાય. સહુએ નિરાંતનો દમ ખેંચ્યો.

મંત્રીમંડળ મોડી રાતે એક મત થયું, ને સવારે છેલ્લો નિર્ણય લખી, જવાબ આપવાનું રાખ્યું. મોગલોનો મહા શત્રુ આવતી કાલે કદમ પર ઝુકશે. બસ, પછી કોઈ ચિંતા બાકી રહેશે નહિ. આનંદિત હૃદયથી બધા પોતાના તંબુઓમાં વિશ્રામ લેવા ચાલ્યા ગયા. આજ તો મોગલ ચોકીદારો પણ તાપણીઓ ઠંડી પાડવા દઈ ઝોકે ચઢ્યા હતા. અરે, એમને ઘરબારનાં મીઠાં સોણલાં સતાવી રહ્યાં હતાં.

બધે શાન્તિ પ્રસરી ગઇ, ત્યારે આકાશના સિતારાઓ જાગતા હતા. એ આકાશી ગોખ પર બેઠા બેઠા પૃથ્વીના પટ પર બનતી બીનાઓનું અવલોકન કરી રહ્યા હતા. અને માસ્તરની હાજરીમાં-મૂંગા મૂંગા પણ આંખો મટમટાવીને

વાતો કરતા તોફાની નિશાળીઆની જેમ–કંઈક પરસ્પર સંકેત કરી રહ્યા હતા.

"આ લડાઈના મેદાનમાં જે ભરોંસે રહ્યા, એની ભેંસ ગઈ સમજો. જોને, આ અંધારામાં ત્રણ ત્રણ દિશાઓમાંથી કોણ આવી રહ્યું છે!"

"અમે તો નાનપણથી આ બે જણાને ઓળખીએ છીએ. પેલો હાથી પર ચઢીને આવે તે અને બીજો પેલો ઘોડા પર ચઢીને આવે એ અફઘાન! અરે, મિંયા–મહાદેવની આ જોડી માથાભારે છે."

"તે શું કરવા આવતી હશે? અરે, આ તો પેલા બારસીયા નારની ટુકડી જેમ ત્રણ ભાગમાં જુદા જુદા વહેંચાઈ રહ્યા છે. નક્કી, કંઇક રમત!"

"રાજનીતિનું નામ જ રમત. જેને રમતાં આવડ્યું એ જીત્યો, ન આવડ્યું એ જીવનો ગયો."

અને અંધારી ચૌદશનો નાનો ચંદ્ર દૂર દૂર આકાશમાં ઊગતો જણાયો. વાત અધૂરી મૂકીને સિતારાઓ માસ્તર આવતાં નિશાળીઆ છુપાઈ જાય તેમ છુપાઈ ગયા.

થોડીવાર કંઈક હલચલ રહી, ને પાછી શાન્તિ પ્રસરી રહી. છેલ્લા ઠંડા પહોરની મીઠી મીઠી નીંદર મોગલ સૈનિકોને બેહોશ બનાવી રહી: ત્યાં તો અચાનક રણશીંગું ફુંકાયું. અને તેની સાથે ગજનાલ ને શુતરનાલ નામની તોપોમાંથી ધડાકા થવા લાગ્યા, ઊંચા ઊંચા તંબૂઓ પર સળગતાં બાણોનો વરસાદ વરસી રહ્યો.

મોગલ સૈનિકો મીઠી નીંદરમાંથી બેબાકળા જાગ્યા. આંખ ઉઘાડીને જુએ તો તંબૂ ભડભડ સળગી રહ્યા છે. ઘોડા તો ખીલેથી છૂટીને નાસી ગયા છે, દારૂગોળાની પેટીઓ એમ ને એમ ગરમીથી ફૂટી રહી છે.

નાસો, બાપ, નાસો!

મોગલો એક દિશામાં નાઠા: ત્યાં તો હાથી પર ગજનાલ તોપને લઈ દિશાઓમાં વિનાશ વેરતો કોઈ યોદ્ધો ઊભો હતો. એની પાછળ મોટું સૈન્ય હતું.

મોગલ સૈનિકો બીજી દિશામાં ભાગ્યા તો ત્યાં જેને પોતે શિયાળ સમજી બેઠેલા એ શેરે અફઘાન શેરશાહ પ્રલયની મૂર્તિ બની ખડો હતો.

મૂંઝાયેલા, ગભરાયેલા મોગલો ત્રીજી દિશામાં ગયા. તો ત્યાં પણ શેરશાહનો સેનાપતિ ભૂજપુરીઆ બંદૂકચીઓની સેના સાથે ખડો હતો.

નાસી છૂટવા માટે એક જ દિશા ખુલ્લી હતી, અને તે ગંગાના પ્રવાહની. જીવ બચાવવા મોગલો ગંગા નદીમાં કૂદી પડ્યા. સહુથી છૂટો પડી ગયેલો બાદશાહ હુમાયુ પણ જીવ બચાવવા ગંગાના પૂરમાં કૂદી પડ્યો.

ગંગા બે કાંઠે ભરપૂર વહેતી હતી. એમાં તાજું પુર આવેલું, એટલે ખેંચાણ ભયંકર હતું. ત્રણે દિશા ઘેરાઈ ગયેલી હોવાથી દીવા ઉપર પતંગિયાં આવી પડે, એમ મોગલ સૈનિકો પુરમાં આવી આવીને ઝંપલાવતા હતા.

હુમાયુ ઘોડા સાથે પૂરનાં ભયંકર વમળોમાં ઝડપાઈ

ગયો. ક્ષણવારમાં ઘોડો તો ડૂબી મર્યો. હુમાયુના નસીબમાં એકલે હાથે તરવાનું આવ્યું. પણ તલવાર, બખ્તર, ટોપ ને બંદૂકના ભાર સાથે આવી ગાંડા નદીમાં કેમ તરાય?

થાકેલો હારેલો હુમાયુ ડુબવાની છેલ્લી ક્ષણ પર હતો. સિંહાસનનાં સ્વપ્ન ચાલ્યાં ગયાં ને કમોતને અને તેને બે ઘડીનું છેટું હતું. ત્યાં ભગવાનનો મોકલ્યો હોય તેમ એક ભિસ્તી મદદે આવ્યો. એણે પોતાની મશક પર બાદશાહને લઈ લીધો.

વીસ હજાર મોગલો ગંગાના પૂરમાં ડૂબી મૂઆ. થોડા ઘણા મોગલો સાથે હુમાયુ નાસી છૂટ્યો. શેરશાહની ફતેહના ડંકા ચારે દિશામાં ગૂંજી ઊઠ્યા. હુમાયુની માનીતી રાણી અફઘાનોના હાથમાં કેદ પકડાઇ. એના રૂપ માટે એ જાણીતી હતી. એને શેરશાહની પાસે લાવવામાં આવી.

“ શહેનશાહ, આજની ફતેહનો આ મીઠો માલ ! ”

“ સિપાઈઓ ! ” શેરશાહનો અવાજ ગાજ્યો. “ તમે જાણતા નથી કે કોઈની મા, બહેન, બેટી મારે મન મારી મા, બહેન, બેટી છે. લડાઇનાં પાપ ઓછાં છે, તે મને વધુ પાપમાં નાખો છો ? જાઓ, સહુને કહી દો કે શેરશાહ કોઈનો દુશ્મન જરૂર હશે–શેતાન નથી. ”

બેગમને તરત જ રસાલા સાથે હુમાયુ જ્યાં હોય ત્યાં પહોંચાડી દેવા હુકમ કર્યો.

મોગલોનો સર્વનાશ થયો, અફઘાનો જીત્યા. બંગાળાની રાજધાની ગૌડનગરીના સિંહાસને શેરશાહ અરે,

એકવારનો રખડતો ફરીદ ને ગઈ કાલનો સિપાઈ શેરખાં આજે આપબળે હિંદુસ્થાનનો બાદશાહ બનીને બેઠો.

એના નામના ખુતબા પઢાયા. એના નામના સિક્કા ચાલ્યા.

એ ઈ. સ. ૧૬૩૬

એ દહાડે એક જવાંમર્દે ફક્ત બાવડાના જોરે સિપાઈ-ગીરીમાંથી શહેનશાહત મેળવી.

## આંખે આવ્યો મહોર, વાર્તા કહીશું પહોર

**વાત** આપણી અહીં પૂરી થાય છે. શેરશાહે હિંદના શહેનશાહ બની ખાધું-પીધું ને રાજ કર્યું. અદલ ઈન્સાફી આ બાદશાહને પ્રજાએ રાજા ભોજનો બીજો અવતાર કહ્યો.

એણે રસ્તાઓ સુધરાવ્યા – ઝાડો રોપાવ્યાં, કૂવા ખોદાવ્યા, ધર્મશાળાઓ બંધાવી, સરાંઈઓ ખડી કરી, ચોકીઓ સ્થાપી.

એણે નવી જાતનો રૂપિયો ચલાવ્યો. આજે જે સિક્કો ચાલે છે, એનો એ પૂર્વજ હતો.

એણે રાજા ટોટરમલ જેવા ચુસ્ત હિંદુને મહેસૂલી અધિકારી નીમી, ખેડુતોને સુખી કર્યા.

એણે ખેડૂતોની પાયદળ સેના બનાવી. એનું નામ બકસરિયા બંદૂકચી ! ભારે જબરી !

એની વિજયી સેના જ્યાંથી પસાર થતી, ત્યાં છ મહિનામાં જમાબંદી થઈ જતી, સડકો નીકળતી, ટંકશાળ ચાલુ થતી.

અદલ ઈન્સાફ આપવા માંડ્યો, કોણ હિંદુ-કોણ મુસલમીન ! કોણ ગરીબ, કોણ શ્રીમંત ! કોઈ સ્ત્રી પોતાના પુત્ર માટે ફરિયાદે આવતી, તો બાદશાહ પુત્રને પણ કઠોર દંડ આપતો.

બોલો, વાત થઈ પૂરી. આંબે આવ્યો મહોર, ને વાત કહીશું પહોર!

પણ તમારામાંના ઘણા કહેશે કે, અરે, શેરશાહ તો શહેનશાહ થયો, પણ એના દોસ્ત હેમરાજનું શું થયું, એ તો કહેતા જાઓ. શું એ જિંદગીભર પછી વેપારી તરીકે જ જીવ્યો? શું એની મનની મનમાં જ રહી.

શું એણે લાડી, વાડી ને ગાડી વસાવી લહેર કરી? પુત્ર-પુત્રાદિ, કુટુંબની મોટી જંજાળમાં ફસી જિંદગી ઘરના ખૂણે સૂઈને પૂરી કરી? જુવાની ગઈ તોય, આંખે ઝાંખપ આવી તોય, સગાં સહુ મરો, મરો કરે તોય, ધ્રજતી કાયાને લાકડીને ટેકે ટેકવીને, બોખા મોંમાંથી લાળ વહી જતી હોય તોય—તોય ટાંટિયા ઘસીને જિંદગી પૂરી કરી? શું ઘરના ખૂણે સુંવાળી પથારીમાં પડી મોત માણ્યું?

ના, ભાઈ, ના! ઘરના ખૂણે મરવામાં એ વેળાના બહાદુરો શરમ લેખતા. મોત સહુ કોઈ મર્દાઈનું માગતા. કાં રણાંગણે, કાં કર્તવ્યક્ષેત્રે, કાં ફૂલધારે મરવું સહુ પસંદ કરતાં. સાહસને શોધતા ફરતા. જોખમમાં જીવતા.

શેરશાહે ઉજળું સિપાહીનું મોત માણ્યું.

હેમરાજે પણ મેદાનમાં રંગ બતાવી પ્રાણ છોડ્યો.

રણભૂમિ પર, પાછાં પગલાં ભર્યાં વગર લડનારને શાસ્ત્રમાં સ્વર્ગ કહ્યું છે ને!

સાંભળો તેમની કથા!

## દોસ્તીના દાવે

**એ** વાત પર પાંચ સાત વર્ષનાં પાણી વહી ગયાં. હેમરાજજી હવે તો દિલ્હી છોડી, પોતાની જન્મભૂમિ મારવાડમાં આવીને વસ્યા હતા. પિતા રાજપાલજી, જેમનો એક એક વાળ રૂપાના તાર જેવો ધોળો થઈ ગયો હતો, એ હવે ઈશ્વરના ધ્યાનમાં દિવસો વીતાવતા હતા.

હેમરાજનો પુત્ર યુગરાજ પણ બાપના જેવો બકરંદાજ નીકળ્યો હતો. એય તલવાર બાંધતો, તીર ચલાવતો, ને નિશાનબાજી કરી જાણતો.

હેમરાજજીના બીજા પુત્ર જેવો હાથી ‘હવા’ પણ હવે સમજણો થયો હતો. એણે મેદાનો, લડાઈઓ, મારામારીઓ જોતાં જોતાં પોતાના મિજાજને ઠંડો કરી નાખ્યો હતો. હવે એ નિરાંતની જિંદગીમાં હતો. લચપચતા ગોળના લાડુ રોજ મળતા. એને નાનાં બાળકો ખૂબ ગમતાં. સવારે જળાશયે પાણી પીવા જતો ત્યારે દરેક ઘરનાં આંગણામાં બાળકો ભાતભાતનાં ખાવાનાં સાથે એની રાહ જોઈને ખડાં રહેતાં. ખાવાનું તો ન ખાતો, પણ છોકરાંને સૂંઢમાં લઈ ઊંચાં કરતો, પીઠ પર બેસાડતો ને કેટલાંકને પોતાના પર

સવારી કરાવતો. કોઈ વાર પાકાં ગલ ગુંદાંનાં લૂમખ તો કોઈ વાર કેરીનાં કે જાંબુનાં ઝૂમખાં લાવતો. રમતિયાળ 'હવા' હેમરાજજીને લઈ ને મુસાફરીએ જતો, ત્યારે ભારે ગંભીર થઈ જતો.

આખા દેશમાં અમન-ચમન છે, કયાંય લૂંટફાટ કે લફંગાઈ નથી. અમલદારોનો જુલમ કે લાંચરૂશ્વત નથી. ખેડૂત ખેતી કરે છે, વણઝારા વેપાર માટે વનવગડા વીંધે છે: જાન ને જાત્રાળુઓ નિરાંતે જા-આવ કરે છે.

હેમરાજજી કદી રાજ-દરબાર તરફ જાય છે, પણ હવે એમનું મન ઘરસંસારમાં ડૂબ્યું છે, ઈશ્વરભક્તિમાં ઝૂકયું છે. શેરશાહને આટલી પાયરીએ લાવી શહેનશાહ બનાવ્યાનો ઘણો જશ તેમને છે, પણ એનું અંગે રૂંવાડામાં પણ અભિમાન નથી.

રાત્રિઓ આનંદમાં ને દિવસો શાન્તિમાં પસાર થાય છે, એવામાં અચાનક એક દહાડો ગામને સીમાડે પાંચસો અફઘાનોની ટુકડી આવીને ઊતરી. તાજી લડાઈ લડીને આવતા હોય તેવા સહુના પોશાક હતા. તેમનો ઉપરી તરત જ હેમરાજજીની સેવામાં હાજર થયો, ને કુરનીશ બજાવી બોલ્યો:

"શેઠજી હેમરાજજી, પહેલાં તો આપને ભારે રંજના સમાચાર આપવાના રહે છે."

"ભારે રંજના સમાચાર ? સેનાપતિ શાદીખાન, શું મારા શેરશાહને કંઈ થયું ?"

“ હા, કલિંજરનો કિલ્લો જીતતાં, તેઓ મુખ્ય મોરચા પર ઊભા ઊભા સેનાનું સંચાલન કરતા હતા, ત્યાં દારૂગોળો અચાનક સળગી ઊઠવાથી, દાઝીને ગુજરી ગયા. શેઠજી, આખું શરીર દારૂથી સળગી ગયું હતું, પણ કિલ્લો ફતેહ ન થયો, ત્યાં સુધી રણમોરચા પરથી ન હઠ્યા. મોતને પણ દૂર રાખ્યું. કાળી બળતરા થતી હતી, તોય ચુંકારો ન કર્યો. પોતાના ફતેહના અવાજ સાંભળ્યા કે ટપ લઈ ને આંખ સદાને માટે બીડી દીધી. ”

“ હા પ્રભુ ! ” હેમરાજની આખો પૃથ્વી પર ઝુકી ગઈ. બે ઘડી મરનારના આત્માને શાન્તિ ઇચ્છતા હોય એમ એ નીચે નમ્યા. “ સાચો મુસલમાન કોઈના મોત પર આંસુ ટપકાવતો નથી, કેમ. સેનાપતિજી ! ઈન્સાન તો અલ્લાની દોલત છે. એણે આપી–એણે લીધી. વાહ દોસ્ત વાહ, વીરના મોતે મર્યો, રણમેદાનમાં મોત ને તે પણ ફતેહ જોતાં જોતાં ! અરે, એવું મર્દાઈનું મોત કોના નસીબમાં હોય ! રંગ છે શાહ તને ! ”

“ મહારાજ, મોત તો સહુને માથે હોય, પણ એનાથી બુરા સમાચાર આપવાના છે. શહેનશાહ ગુજરી ગયા ને ફરીથી ઘરમાં લડાઈ સળગી ઊઠી. ઈબ્રાહીમ સૂર, મહમદ સૂર, સિકંદર સૂર સહુ પોતપોતાના સ્વાર્થ સાધવા બહાર પડ્યા છે. અંદરોઅંદરની મારામારી શરૂ થઈ છે, અફઘાનોની સહુથી મોટી કમજોરી. ગૃહકલેશ એ ફરી સળગી ઊઠ્યો છે. શેરશાહના પૌત્રનું એના સગા મામાએ ખૂન કર્યું છે. ”

" અરેરે, મારો દોસ્ત હમેશાં કહ્યાં કરતો કે અમે અફઘાનો અમારા ઘરના ઝઘડામાં જ પાછા પડવાના છીએ. એ આરામગાહમાં પોઢયો કે આ દશા ? "

" અને એટલા માત્રથી પણ પૂરતું થયું નથી. આ બધાંનો લાભ લઈને હુમાયુ પાછો ચડી આવ્યો છે. એણે દિલ્હી જીતી લીધું છે. "

" શું હુમાયુએ દિલ્હી જીતી લીધું ? તો તમે શું કર્યું ? શું શેરશાહનો વંશ ઉખડી ગયો ? તમે જીવતાં કાં રહ્યાં ? " હેમરાજનો ક્રોધ ધીરે ધીરે જાગી રહ્યો હતો. એની સ્ફટિક જેવી આંખોમાં લાલ હીંગળો પુરાઈ રહ્યો હતો.

" હેમુજી, મરનારાઓ મરી ગયા, પણ અમે કંઈક જોઈને મરવા જીવતા રહ્યા છીએ. શહેનશાહ કહેતા કે મરી ગયે કંઈ વળતું નથી. જીવો ને જિંદગીને જીવી બતાવો. પતંગિયાંની જેમ મફતના મોતની ખાઈમાં કૂદી ન પડો. જિંદગી તો ભારે કીમતી છે. લડવા માટે અમે સહુ તયાર છીએ, પણ અમને દોરનાર આગેવાનની જરૂર છે. અફઘાન માત્રને એક કરી શકે, યુદ્ધમાં દોરી શકે, વ્યૂહમાં જીતી શકે, એવા અગ્રેસરની જરૂર છે. જેના નામના સિક્કા પડે એવો નર જોઈએ. " અફઘાન સેનાપતિએ નમ્રતાથી કહ્યું.

" એવો આગેવાન ક્યાંથી લાવવો ? આગેવાન કંઈ ઝાડ પર પાકે છે ? "

" એ આગેવાન તે આપ. "

" હું ? "

"હા, હા, હેમૂજી આપ! લડાઈની તવારીખોમાં આપ જાદુગર ગણાઓ છો."

"મેં લડાઈઓ ક્યારે લડી?"

"લડી છે. આખો મુલ્ક જાણે છે. હેમુજી, ઊભા થાઓ, એક હાકલ દો, ને શેરશાહનો એક એક સૈનિક તમારી પાછળ ખડો છે. મિત્રધર્મ અદા કરો! એક આખો વંશ બરબાદ થતો–દર દરનો ભિખારી થતો બચાવો."

"શું એથી અફઘાનો એક થઈ જશે? મોગલોને હરાવ્યા પછી ફરી સિંહાસનના ઝઘડા નહીં થાય?"

"નહીં થાય. ને ઈશ્વર ન કરે ને થાય તો તમે અમારા રાજા! હેમુજી ઊભા થાઓ, હાકલ કરો, તમારા જયનાદથી આકાશનું ગુંબજ ગજવી નાખીએ."

હેમરાજજી બે એક ક્ષણ વિચારમાં પડી ગયા. અરે, આટલી ઉંમરે, શું ફરી તલવાર હાથમાં લેવી પડશે? રાજરંગ ને લડાઈઓ ખેલવી પડશે? રાજપ્રપંચના કુટિલ પાસા ફેંકવા પડશે?

"હેમુજી, વિચાર શું કરો છો? દોસ્તીના દાવે આજ મેદાન સામે મીટ માંડો. ફતેહના દરવાજા તમારા નામ માત્રથી ખુલ્લા થાય તેમ છે. શેઠજી, ના કહેશો નહિ, નહિ તો અમારા જાન અહીં જ નીકળી જશે. શું આપ યુદ્ધવિદ્યા ભૂલી ગયા છો? શું આપને ઘરબારનો મોહ થયો છે? આપ ખરેખર બનિયા બની ગયા છો?"

"કોણ હું બનિયા! જાઓ, સેનાપતિજી, જાહેર કરો, કે હેમુજી કાલે સેનાની સરદારી લેશે. અરે, શા ભાર છે, હુમાયુના કે દિલ્હી પચાવી પડે? અરે, જૂનો જમાનો કાં ભૂલો? બાબર કેટલા દિવસ ને હુમાયુ કેટલી રાત હિંદમાં રહ્યો છે?"

સૈનિકો હેમરાજજીનો જયજયકાર બોલાવવા લાગ્યા. મારવાડનું એ નાનું ગામ યુદ્ધના નાદથી ગાજી ઊઠ્યું.

હવા પર લોખંડનો હોદ્દો ચઢ્યો. જૂનાં બખ્તરો ને જૂની બંદૂકો આજે સમારકામ પામી રહી. પિતા રાજપાળજી જૂની આંખે નવો તમાસો જોઈ રહ્યા. એ પળ એવી હતી કે ના પાડીને અપશુકન થાય નહિ.

હેમુજીની સાથે એમનો પુત્ર યુગરાજ પણ મેદાનમાં જવાનો હતો.

# મહારાજ વિક્રમાદિત્ય હેમુજી

**હેમુના** નામથી પ્રસિદ્ધ, વીર હેમરાજજીના હાથી ને ઘોડા મેદાને જંગમાં આવ્યા, એ સાથે આખું હિંદુસ્થાન કંપી ઊઠયું. સ્વચ્છ આકાશમાં વીજળીઓના સળવળાટ ને ગર્જનાનાં પડઘમ ગાજ્યાં. નિશ્ચિંત બનેલા મોગલોએ ફરીથી નવો દુશ્મન નવા અવતારે આવેલો દીઠો. તલવારો ઝણઝણી રહી, ડાબલા ગાજી રહ્યા, બંદૂકો ને તોપો ધરબાઈ રહી.

આગ્રાના કિલ્લા પર સાલારજંગ, મહાન અનુભવી ને વિખ્યાત સેનાનાયક સિકંદરખાં ઉઝબેકની નિમણૂક થઈ. દિલ્હીના કિલ્લાનું આધિપત્ય તારદીબેગ નામના પરાક્રમી મોગલ સરદારને સોંપાયું. જમાનાઓથી બાબરશાહના વખતનો એ ચુનંદો યોદ્ધો હતો. હુમાયુ કેડ ભીડીને તૈયાર થયો.

ઠેર ઠેર ચોકીઓ મૂકવામાં આવી. હુમાયુનો પુત્ર અકબર પંજાબમાં હતો. એને બોલાવવામાં આવ્યો.

વીર હેમરાજજીનું પહેલું કામ તો ઘરની આગ બુઝાવવાનું હતું. એમણે પ્રથમ તો અફઘાન બળવાખોરોને

વશ કરવા પડચા. ઈબ્રાહીમ સૂર દિલ્હી ભણી જતો હતો. એને વચમાં આંતરી લઈ હરાવ્યો. લશ્કર વિખેરી નાખ્યું, ને એવો ખોખરો કર્યો કે ફરી લડવા ઊભો ન થઈ શકે!

પણ ત્યાં તો બીજો બળવાખોર મહમદશાહ સૂર મેદાને પડ્યો. વીર હેમરાજે એને સગા હાથે યુદ્ધમાં ભીડાવી હણી નાખ્યો.

અફઘાનોનું કેન્દ્રસ્થાન ચુનારગઢ હતું. ત્યાં બળવો જાગ્યો. બંને પક્ષો ભયંકર રીતે લડવા લાગ્યા. હેમરાજજીએ મજબૂત હાથે એ બંડ પણ સમાવ્યું.

અને પછી દિલ્હી–આગ્રા ભણી કૂચ કરી. આગ્રાના મેદાનમાં મોગલસેના તૈયાર હતી: પણ અષાડનાં વાદળો જેમ હેમરાજજીની સેના વરસી પડી. નજીવી લડાઈમાં સિકંદરખાંની સેના પાછી પડી, આગ્રાનો કિલ્લો ખુલી ગયો ને હેમરાજજીએ વાજતે ગાજતે એમાં પ્રવેશ કર્યો.

મોગલ સેનાપતિ સિકંદરખાં તો જીવ બચાવવા નાસી છૂટ્યો. એ બધે કહેતો જતો હતો કે હેમરાજ માણસ નથી, જાદુગર છે. માણસ માણસને જીતી શકે, જાદુગરને નહિ!

આગ્રાના કિલ્લા પર શાહી ઝંડો ચઢાવી હેમરાજજી થોડીવાર થોભ્યા: ત્યાં દિલ્હીથી સમાચાર આવ્યા, કે મોગલ શહેનશાહ હુમાયુ પુસ્તકાલયની સીડી પરથી પડી જઈને મરણ પામ્યા છે.

હેમરાજજીએ પોતાની કૂચ થંભાવી. હુમાયુની ઉત્તરક્રિયા પૂરી થવાની એમણે રાહ જોઈ, ને ફરી મેદાનમાં ઘોડા છૂટા મૂક્યા.

મોગલ સેનાપતિ તારદીબેગ પૂરતી રીતે તૈયાર હતો. બંને સેનાઓ બાખડી, ઘમસાણ યુદ્ધ થયું, પણ ન જાણે હેમરાજજીના વ્યૂહ એવા વિચિત્ર હતા, કે કુશળ ને અનુભવી મોગલોના પગ ઉખડી ગયા. મોગલો હાર્યા ને ભાગ્યા. હિંદુસ્થાનની રાજધાની હેમરાજજીના હાથમાં પડી.

હેમુજીના જયનાદથી દિશાઓ ગાજી ઊઠી,

અફઘાન પંચ હવે રાજસિંહાસનના માલિક માટે વિચાર કરવા બેઠું, પણ એક મત ન થઈ શક્યું. આખરે સહુએ સર્વાનુમતે નિર્ણય કર્યો કે હેમુજીને ગાદીપતિ બનાવવા.

ચોથે દિવસે તો દિલ્હી રાજ્યાભિષેકના ઉત્સવની ધમાલથી ગાજી રહ્યું. શ્રેષ્ઠિવર્ય હેમરાજજી ' મહારાજાધિરાજ વિક્રમાદિત્ય હેમુ'ના નામથી દિલ્હીના સિંહાસને બિરાજી રહ્યા હતા. કલગીવાળી કેસરિયા પાઘડી, સોને રસેલું બખ્તર ને મણિજડિત તલવાર એમના દેહ પર શોભી રહી હતી.

જોનપુરની નિશાળના બે નિશાળીઆ આ રીતે ભારતના ભાગ્યાકાશના તારલાઓ બન્યા.

દિશાઓ ' મહારાજાધિરાજ વિક્રમાદિત્ય હેમુ 'ના નામથી ગૂંજી રહી હતી. ટંકશાળમાં એમના નામના સિક્કા પડતા હતા.

## જંગ ખેલ્યા પ્રમાણુ!

ઈદિનો રૂપાળો ચાંદ આકાશમાં ઊગતો હતો. રમજાન મહિનાનો એક તૃષાતુર દિવસ હમણાં જ આથમ્યો હતો. જાલંધર શહેર બહારની મોગલોની છાવણીમાં હમણાં જ રોજા છૂટયા હતા. પાણીના ઘડાએ ઘડા પી જતા મોગલો, આજે ભારે ચિંતામાં હતા. ખાતા હતા પણ સ્વાદ વગર, હસતા હતા પણ મન વગર.

એમની છાતી પર એક ભારે સાપ ભરડો લઈ બેઠો હતો: અને તે દિલ્હીમાં ગાદીપતિ થઈ બેઠેલ હેમુજી! જ્યાંત્યાંથી મોગલો એકત્ર થઈ રહ્યા હતા. મોગલ યોદ્ધાઓ કહેતા:

"અરે, કોઈ પણ યોદ્ધો નવો ભરતી નહિ થાય. કાબૂલ–કંદહારના રસ્તા બંધ છે. હેમુ બકાલનું નામ લડાઈના જાદુગર તરીકે પંકાય છે. એની સામે લડવા આવતાં ભલભલા ડરે છે."

"ચાલો, ભાઈઓ, પાછા! જાન હશે તો જહાન ઘણી છે. હિંદુસ્થાન આપણા નસીબમાં નહિ હોય."

નિરાશ મોગલ સેના કાબૂલ–કંદહાર તરફ પાછા ફરવાની રાહ જોઈ રહી. પણ એક ચૌદ વર્ષનો જુવાનીઓ, મૂછનો પૂરો દોરો પણ નહોતો ફૂટયો એ; આ રીતે દમ હારવા તૈયાર નહોતો. એ રાત ને દહાડો કંઈ તૈયારીમાં લાગ્યો રહેતો.

એના વફાદાર સેનાપતિ બહેરામખાં સાથે એ સદા ચર્ચા કર્યા કરતો; એ વારંવાર મહાન શાયર શેખસાદીની કવિતા ગાયા કરતો:

"હું એવો માણસ નથી કે જંગને દિવસે તમે મારી પીઠ જુઓ. હું તો એવો માણસ છું કે લોહી અને ધૂળમાં તમે મારું માથું જોશો. જે માણસ લડવા આવે છે, તે પોતાના ખૂનથી બાજી ખેલે છે: જે યુદ્ધને દિવસે ભાગી જાય છે, તે લશ્કરના ખૂનથી બાજી ખેલે છે."

નિરાશ મોગલ સેનામાં તોય જુસ્સો પ્રસરતો નથી.

ચૌદ વર્ષના આ મોગલ કુમારના હૈયામાં સિંહનો જુસ્સો છે. શેરે જંગ બાબરનો એ પૌત્ર છે. જોનપુરની નિશાળના બે નિશાળીઆની જેમ એ પણ અનેરો સ્વપ્નદ્રષ્ટા છે. એના પ્રચંડ બાહુ પરાક્રમને શોધે છે. એના પગ ધરતી પર પ્રલય લાવવા ઈચ્છે છે. પીછેહઠ એને મંજૂર નથી. હુમાયુ શાહનો વહાલો બેટો મહમ્મદ અકબર, આજ જીવતે જીવ પાછા ભાગવામાં શરમાય છે.

"શહેનશાહ, હેમુને જીતવો ને જીવતી માખ ગળવી બરાબર છે." મોટા મોટા શૂરવીર મોગલો એને સમજાવતા હતા.

"સૈનિકો, તો બદનામ થઈને સો વર્ષ જીવવા કરતાં સારા નામથી આજ ક્ષણે મરી જવું સારું નથી? હવે પાછા ફરવાનો વખત નથી. નામોશીને તમારી માનીતી ન કરો. જીવવું કે મરવું હિંદમાં છે. જીવશું તો પણ માનપૂર્વક, મરશું તો પણ માનપૂર્વક! ઊઠો ખડા થાઓ, ખુદા તમારી મદદમાં છે, બહેરામખાન જેવો તમારો સેનાપતિ છે. ખાન-બાબા, હિંમતના ઘોડા પર જિન મૂકો!"

શૂરવીર સેનાપતિ બહેરામખાને પણ સેનાને પાનો ચઢાવ્યો. આખરે મોગલસેના ફરી એક વાર ખૂંખારી ઊઠી, યુદ્ધનાં રણશીંગાં ફુંકાયાં.

પાણીપતના મેદાન પર યુદ્ધનું એલાન થયું. મોરચા પર મોગલોની છાવણીઓ પડવા લાગી.

મહારાજ વિક્રમાદિત્ય હેમુજીને આ ખબર મળી ત્યારે તેઓ હસી પડ્યા. અરે, એ તેર સાલનો છોકરો, મારી પાસે શી વિસાતમાં? આંગળીના ઈશારા પર એને હરાવી દઉં.

દિવસો પર દિવસો વીતતા ચાલ્યા, બંને પક્ષેથી ભારે જમાવટ કરવામાં આવી. એક દિવસ શુભ શુકને મહારાજ હેમુજી ૫૦ હજાર પઠાણોની, રજપૂતો ને મેવાતીઓની સેના લઈ મેદાને પડ્યા. પાંચસો ઘોડેસવાર સેના, ૧૫૦૦ હાથી ને ૫૧ મોટી તોપો રણમેદાન પર આણવામાં આવી.

મોગલસેનાના સેનાપતિપદે બહેરામખાન હતો. મહારાજ હેમરાજજીની સેનાનો સેનાપતિ શાદીખાન હતો.

યુદ્ધ શરૂ થયું. મહારાજ હેમુજી પોતાના ત્રણસો

હાથીઓ એક બાજુ ઊભા હતા. યુગરાજ ને શાદીખાન મોરચા પર હતા.

યુદ્ધનો પ્રારંભ થયો.

હેમરાજજીની સેનાએ ભયંકર ધસારો કરી મોગલ સેનાનાં બે પડખાં તોડી નાખ્યાં. મોગલો પીછે કદમ કરવા લાગ્યા, ત્યાં અકબર ઘોડો દોડાવતો આવી પહોંચ્યો, એણે નાસતા સૈન્યને લલકાર્યું.

“ બહાદુરો, શરમની માટીવાળી કબરમાં સૂવું પસંદ કરશો કે શોભાની માટીવાળી કબરમાં. બંને બાજુ મોત ખડું છે. આગે બઢો. દોસ્તો, હિંમતે મર્દાં તો મદદે ખુદા, એ વાત ન ભૂલશો. આવો, પહેલો હું રણજંગમાં મરાઉં છું.”

મોગલો હિંમતવંત બની આગળ ધપ્યા: ને ક્ષણવારમાં રંગ પલટાયો. એક મરણીઓ સોને ભારે પડે તેમ થયું.

હેમરાજજીનો સેનાપતિ શાદીખાન મરાયો.

શાદીખાનની જગા યુગરાજજીએ લીધી. યુદ્ધ ભયંકર બન્યું. યુગરાજજીએ પરાક્રમ દર્શાવવા માંડયું. મોગલ સેનાના ઘેરાને બે પડખાંથી ચીરી નાખ્યો, પણ અકસ્માત એક ભાલાના પ્રહારથી એ ધરણી પર ઢળી પડયા.

‘ શાદીખાન ગયા, યુગરાજજી ગયા ! ’નો પોકાર ઊઠયો.

એક તરફ ઊભા રહીને જંગનો રંગ જોઈ રહેલ હેમરાજજીએ કટોકટીની પળ ઓળખી, ને પોતાના રણકુશળ હાથી રણમેદાનમાં હાંકયા. મોગલો હેમરાજજીને આવતા જોઈ ભારે હાહાકાર વર્તાવવા લાગ્યા : ‘ અરે, કોઈ વાતે એ

જાદુગરને રોકો ! એ શેતાનને થંભાવો ! નહિ તો આપણી જીતની બાજી હારમાં પલટાઈ જશે. '

હેમરાજજી હજી કંઈ કરે, એ પહેલાં તો અણધારી દિશામાંથી એક અણધાર્યું તીર આવ્યું, ને એમની જમણી આંખમાં ખૂંતી ગયું. લોહીનો ધોધ છૂટયો. તીર આંખનો ડોળો વીંધી ઘણું ઊંડું ઊતરી ગયું હતું.

હેમરાજજીએ લોહીથી નાહતા નાહતા, લેશ પણ ડર્યા વગર, એક હાથે જોરપૂર્વક આંખમાંથી તીર ખેંચી લીધું. લોહીનો ફુવારો છૂટયો. તીર ઝેરી હતું. એક ક્ષણમાં તો ઝેર કામ કરવા લાગ્યું. એક સાથે અપાર વીંછીઓના ડંખની વેદના જાગી ઊઠી. એ વેદનામાં તેઓ હોદ્દામાં નીચે બેસી ગયા. બહારના લોકોની નજરમાંથી હેમરાજજી અદૃશ્ય થયા, એટલે મોગલો બૂમાબૂમ કરવા લાગ્યા.

"અરે, જાદુગરની આંખ ફૂટી ગઈ. એનો જાદુ હવે નહિ ચાલે. આગે ધપો ! આજ ફતેહના દરવાજા મોગલો માટે ખુલ્લા થયા છે."

અપાર વેદનામાં પણ હેમરાજજીના કાને આ શબ્દો આવ્યા. તેઓએ તરત હિંમત એકઠી કરી, એક આંખ પર કપડાંની પટ્ટી બાંધી લીધી: ને હોદ્દામાં ઊભા થઈ પડકાર કર્યો, ને સાથે પોતાના પ્યારા હાથીને કહ્યું.

"હવા, બેટા, આગેકદમ !"

હવાએ લેશ માત્ર આનાકાની વગર તલવારોનાં વન વચ્ચે ઝુકાવ્યું.

છતાં એક કદમ પણ આગળ બઢવું મુશ્કેલ હતું. તલવાર ને તીરોનો વરસાદ વરસતો હતોઃ પણ હવા કોનું નામ ? એ અંદર ઝૂકયો. એના અંગ પર હથિયારોના ઘા વરસી ગયા. તોપો ને બંદૂકો ધાણીની જેમ ફૂટતી હતી. તનથી મજબૂત અફઘાનો મનથી ઢીલા પડયા હતા.

મોગલ સેના જોર પર આવતી હતી. પોતાની સેના પાછાં ડગ ભરતી હતી, એ જોઈ હેમરાજજીએ દૃઢ નિશ્ચય કર્યો; કે સેનાને ઉત્સાહની જરૂર હતી. વાતવાતમાં બાજી બગડી ગઇ હતી. હવે એને ગમે તે ભોગે સુધારવી. વીર હેમરાજજીએ એક પળમાં સમય વિચારી લીધો. એમણે કમર પર લટકતી લાંબી દમાસ્કસી તલવાર ખેંચી. એમણે 'હવા'ને સૂંઢ ઊંચી કરવા આદેશ કર્યોઃ ને હાથમાં નાગી તલવાર લઈને હેમરાજજી સૂંઢ પરથી જમીન પર કૂદી પડયા.

એક તરફ ગણ્યાગાંઠયા સૈનિકો સાથે હેમરાજજી ને બીજી તરફ અનેક મોગલો. પણ યુદ્ધ જોવા જેવું બન્યું. હેમરાજજીએ ભલભલા મહારથીઓના દાંત ખાટા કરી નાખ્યા.

તલવારની ભયંકર પટાબાજીમાં તેમણે મોગલોનું ખળું કરી નાખ્યું. હવાએ પણ સૂંઢમાં તલવાર લઇ પાણી બતાવવા માંડયું હતું. પણ શસ્ત્રોના અનેક ઘા થવાથી ને ખૂબ લોહી વહી જવાથી એ ઇમાનદાર પ્રાણી બેભાન થઈ ઢળી પડયું.

હેમરાજજી હવે પીઠબળ વિનાના થયા. મોગલોએ તેમને આંતરી લીધા, પણ હજી કોઈ તેમની પાસે ઢુકી શકે

તેમ નહોતું. એમની તલવાર વીજળીની ઝડપે ફરતી હતી. શરીર તો ચારણીની જેમ તીરોથી ચળાઈ ગયું હતું. આખું શરીર લોહીથી રંગાયું હતું, પણ મજાલ કોની કે પાસે ઢુકી શકે? પણ જો નવી મદદ આવી ન મળે તો હવે બચાવ શક્ય નહોતો.

અચાનક મેવ યોદ્ધાઓના એક ટોળાએ હલ્લો કર્યો; તેઓએ મોગલ-ઘેરાને તોડી પાડયો ને એમાંથી હેમરાજજીને ઉઠાવ્યા. હેમરાજજીનું પ્રત્યેક અંગ ક્ષતવિક્ષત થઈ ગયું હતું. છતાં તલવારનું જોશ અપૂર્વ હતું. સંસારમાં રણજંગ તો અનેકોએ ખેલ્યા હશે, પણ આવા તો નહિ! ધડ ધ્રજે છે, મસ્તક કંપે છે, છતાં તલવાર ઘૂમે છે! વાહ રે વીર! જંગ ખેલ્યા પ્રમાણુ! જીવ્યા પ્રમાણુ! મર્યા પ્રમાણુ! મેવ લોકોએ સંભાળપૂર્વક તેમને એક હાથીના હોદ્દામાં સુવાડી દીધા, ને હાથીને રણમેદાનની બહાર હાંકી જવા આજ્ઞા કરી.

હોદ્દામાં સુવાડતાંની સાથે પુષ્કળ લોહી વહી ગયેલું હોવાથી હેમરાજજી બેભાન બની ગયા. હજારો પઠાણોની સેના નાયક વિનાની બની.

આજ ભાગ્યના ખેલ જુદા હતા. ઝડપથી સરી જતો પેલો હાથી એક મોગલ સેનાપતિની નજરમાં આવ્યો. એણે મહાવતને મારવા બરછો ઉગામ્યો. નવો મહાવત બોલી ગયો,

"અંદર મહારાજ વિક્રમાદિત્ય સૂતા છે."

તરત હાથીને ઘેરી લેવામાં આવ્યો. અંદરથી વિક્રમાદિત્ય મહારાજ હેમરાજજીના બેભાન દેહને બહાર આણવામાં આવ્યો. હોદ્દો લોહીથી ભરેલો હતો. લોહીની સરવાણીઓમાં દેહ સ્નાન કરી રહ્યો હતો.

પાણીપતના મેદાન પર આખરે મોગલો લડાઈ જીત્યા.

હુમાયુનો તેર વર્ષનો શાહજાદો અકબરશાહ હિંદનો માલિક બન્યો.

## લે હિંમતસે કામ, બંદે!

**અંધારી** એક રાત પાણીપતને માથે ગાજતી હતી. એ રાતે મહારાજ વિક્રમાદિત્યને બેભાન અવસ્થામાં કત્લ કરવામાં આવ્યા. એમનું માથું કાબુલના દરવાજે અને ધડ દિલ્હીના દરવાજે લટકાવવામાં આવ્યું.*

મોગલસેનામાં ભરતી થતાં ભય ખાતા લોકોએ છૂટકારાનો દમ ખેંચ્યો. ટોળેટોળાં આ જાદુગરને જોવા એકઠાં થવાં લાગ્યાં. જીવતાં જેઓએ જેની માત્ર કલ્પના કરી હતી, તેઓએ આજે સગી આંખે એ જંગના જાદુગરને નિર્જીવ હાલતમાં નિહાળ્યો.

ત્રીજા દિવસની રાત છે. કોઇ એક ઓરત લપાતી છુપાતી કિલ્લાની રાંગ પર ચઢી રહી છે. નીચે ખડી તલવારનો ચોકી પહેરો છે. ધીરે ધીરે ગરોળીની જેમ એ દિવાલ પર સરકે છે. આસ્તેથી કમર પરથી છૂરી કાઢે છે, ને રસ્સી કાપીને દરવાજા વચ્ચે લટકતા મસ્તકને ઉપાડી લે છે.

---

* તા. ૫ નવે૰ ૧૫૫૬

અંધારી રાતમાંય ઓરત થડકતી નથી. એ વીરોનો જન્મ દેનારી છે. આજ વીરતાની કદરદાનીએ એ જાનને જોખમમાં નાખીને આવી છે. એણે માથા પર રેશમી રૂમાલ બાંધેલો છે: અત્તર એમાં મહેકે છે. જરી ભરતની કારીગરીથી એ શોભે છે. એ રૂમાલમાં ભારે આદરથી એ સૂકું મસ્તક બાંધી લીધું, ને હળવેથી નીચે ઊતરી ગઈ. ત્યાં એક ઘોડેસવાર રાહ જોતો ખડો હતો. સ્ત્રીએ ધીરેથી કહ્યું:

"હિંદુ છે ને ! આ મસ્તકને એક હિંદુને છાજતું દેન દેજે."

"છું તો પઠાણ, પણ દેનની ચિંતા ન કરશો. પણ તમે કોણ ?"

"હું એક મોગલ ઓરત ! મેં એક દહાડો આ મર્દની દિલાવરી જોઈ હતી. શત્રુને હણવો એ મર્દાનગી છે: પણ નિ:શસ્ત્ર બેભાન શત્રુને હણવામાં જરાય મર્દાનગી નથી."

"તમારી આ હિંમત ?"

"હા, હા, એ તો હિંમતે મર્દાં તો મદદે ખુદા ! જા, ભાઈ ! તારામાં તો હિંમત છે ને !"

"તમારી હિંમત જોઈને મારામાં હિંમત આવે છે. ખરેખર હિંમતે મર્દાં તો મદદે ખુદા !"

ઘોડેસવારે અંધારી રાતે ખુદાનું નામ લઈ ઘોડો

હાંક્યો. સિતારાઓની છાયામાં બેઠા બેઠો કોઈ સાંઈ ગાઈ રહ્યો હતો.

> ક્યા કહું હાલ ગરદીશકા, ઈસ ગરદીશકે હાથોંસે,
> કોઈ આબાદ હોતા હૈ, કોઈ બરબાદ હોતા હૈ.

રજની રાણી રાજસરોવરમાં પોયણાં ખીલવી રહી હતી: ને આકાશનો ચંદ્ર અમી વેરતો હતો. કારણ કે આવાં સુંદર મોત પર કોઈ શોક મનાવતું નથી!

